સં. ૨૦૦૦નો રાશિ ને માસવાર ભવિષ્યવરતારો તથા તેજીમંદી, રૂ, સોનું, ચાંદી, બિયાં, શેર, લોટરી, રેસ, રાજકારણ ને વ્યાપારી વધઘટ વગેરે આંટી-ઘૂંટીનો જ્યોતિષવિદ્યા દ્વારા ઉકેલ કરતું—દરેક વ્યાપારીને ઉપયોગી પુસ્તક

# વ્યાપારી ભવિષ્ય

અને

# ભાગ્યોદય

★


કર્તા

**જ્યોતિર્વિદ્ રતનલાલ માણેકલાલ દ્વિવેદી**

[ શરીર સામુદ્રિક વગેરેના કર્તા ]


★


**એન. એમ. ઠક્કરની કંપની**

બુકસેલર્સ ★ પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨.

કિંમત રૂા. પાંચ

★

પહેલી આવૃત્તિ


★

પ્રકાશક
શ્રી હરિહર પુસ્તકાલય વતી
જયતિલાલ વિઠ્ઠલદાસ મહેતા
ટાવર રોડ, સુરત.

મુદ્રક
નટવર મૂ. વીમાવાળા
ગાડીવ મુદ્રણાલય
હવાડિયો ચકલો, સુરત.



શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્ જગદ્‌ગુરૂ શંકરાચાર્ય
સંસ્થાન દ્વારકા શારદાપીઠાધીશ્વર શ્રીમન્માધવં તીર્થ
સ્વામિવર્ય કરકમલસંજાત
શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ મહારાજશ્રી.

શ્રીમદ્ પરમ હંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્ જગદ્ ગુરુ શંકરાચાર્ય સંસ્થાન દ્વારકા શારદાપીઠાધીશ્વર શ્રી મન્માધવતીર્થ સ્વામીવર્ય કરકમલસંજાત શ્રી મદ્રાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજશ્રીના

પરમ પવિત્ર પાદપંકજમાં

અ ર્પ ણ

# પ્રસ્તાવના

વહાલા વ્યાપારીગણુ ' પરમ કૃપાળુ પરમાત્માની કૃપાદષ્ટિથી આજે આ "વ્યાપારી ભવિષ્ય" શિર્ષક નૂતન ગ્રથ પુષ્પ નહિ તો પુષ્પ-પાખડી સ્વરૂપે-હુન્નરઉદ્યોગ, કલાકૌશલ્ય, ધધેરોજગાર અને વણુજ-વ્યાપારની સાધનમાત્રથી રૂપ વિવિધ વાનીઓનો રસથાળ લઈ ગુણુગ્રાહી સજ્જનોની સમિપમા યથાશક્તી સેવા કરવાની અતરની અભિલાષાથી હાજર થાઉ છુ

ખેતીવાડી ઉપર ગામડાની સ્વાશ્રયમય સુખશાતિ, હુન્નરઉદ્યોગ ઉપર ગ્રામોની આબાદીઆઝાદી, કલાકૌશલ્ય ઉપર નગરોની જાહોજલાલી, ધધા-રોજગાર ઉપર પ્રાતોની જનતાની વિખ્યાતિ, ઉદ્યમવ્યવસાય ઉપર દેશની મહાપ્રજાના કીર્તિપ્રતિષ્ઠા અને વણુજવ્યાપાર ઉપર રાષ્ટ્રની ગૌરવાક્તિ વિજયપતાકાથી સુશોભિત જન્મસિદ્ધ સ્વાવલબન સ્વાધીનતાનો મૂળભૂત આધાર છે. આથી વ્યાપારી સમાજ એ આ ઈતિહાસપ્રસિદ્ધ આર્યાવર્ત દેશના ઉજ્જવળ યશસ્થભ સમાન છે તેથી એ વ્યાપારવ્યવસાયી સમૂહના શ્રેયાર્થેજ મારા આ "વ્યાપારી ભવિષ્ય" ગ્રથની રચના થયેલી છે

આ ગ્રથ જ્યોતિષશાસ્ત્રના આધારે યોજાયો છે માનવસમાજને સાવધાન થવાના માર્ગસૂચન અર્થે જ જ્યોતિષશાસ્ત્રની ગણિતવિદ્યાનુ આયોજન છે અને મનુષ્યસમૂહની સાવચેતીના માર્ગદર્શન અર્થે જ અક-વિદ્યાનુ નિર્માણ છે, તેમજ કાળની કદરામા લુપ્ત થયેલ, વર્તમાનની વહેતી ગગામા વહી રહેલ અને ભાવિના અદૃશ્ય પટ પાછળ સતાયેલ—સર્વ પ્રકારના બનાવોની લોકસમુદાયને યથાશક્તિએ ભાગ્યચક્રની રૂપરેખા દોરી આપવાના ત્રિકાલદર્શી આયના સ્વરૂપે—જનસમાજના અનુભવપૂર્ણ દીર્ઘદર્શી દૃષ્ટા તરીકે જ—અર્થાત હોશિયાર બનવાના પથપ્રદર્શક જીવનમાર્થી ભોમિયા તરીકે જ જ્યોતિષવિદ્યા છે

માનવીસમૂહને ભૂત, વર્તમાન, અને ભવિષ્યને જાણવાનુ મુખ્ય સાધન એ જ્યોતિષ મહાવિદ્યા છે એ ત્રિકાલદર્શી છે. સૂક્ષ્મ દૃષ્ટિની સાધનાથી

જ્યોતિષ એ ગપાષ્ક વિદ્યા મટી જઈ સત્યવિદ્યાના અસલ સ્વરૂપમાં પરિવર્તન પામી–શુદ્ધિસંસ્કાર અપનાવી–મનુષ્યસમૂહને માર્ગદર્શક થઇ શકશે. આ મહાવિદ્યાના આધારે શ્રમપૂર્વક ઉત્સાહભેર પ્રયાસો કરવામાં આવે તો આગાહીઓ અનુસાર જ બનાવો બનવા પામે છે. આ પ્રકારનાં અનેક કારણોને લઈને જ આ સંસારમાં જ્યોતિષવિદ્યાને ત્રિકાલદર્શક વિદ્યા તરીકે પ્રસિદ્ધિ મળી છે.

ભૂત, વર્તમાન ને ભવિષ્યકાળમાં બનેલી, બનતી ને બનનારી કિસ્મતની કરામતની આગાહીઓ આપતી એ વિદ્યાના અગમ્ય જ્ઞાનના સહકારી સુમિલન અને સંમિશ્રણથી બનેલા અદ્વિતીય-વ્યાપારી જ્યોતિષશાસ્ત્રના વિવિધ વિષયોનાં ભિન્નભિન્ન પ્રકરણો–વેપારી ભાઇઓને હિતકર થઈ શકે તેવી લાભદાયક સામગ્રી આ ગ્રંથમાં પીરસવાનો યથાશક્તિ યત્ન કરવામાં આવ્યો છે.

અંતે, શ્રીપશ્ચિમામ્નાય દ્વારકા–અભિનવ દ્વારકા (ડાકોર) શારદા મઠાધીશ્વર પરમહંસપરિવ્રાજકાચાર્ય શ્રીમદ્દ્જગદ્દગુરૂ શંકરાચાર્ય શ્રીમદ્રાજરાજેશ્વરાશ્રમ સ્વામીમહારાજશ્રીએ કૃપાવંત થઇને મારા આ ગ્રંથની અર્પણપત્રિકા સ્વીકારી શ્રીગુરૂસ્થાનની છબીનો બ્લોક આ પુસ્તકમાં છાપવાની પરવાનગી આપી તેને માટે તેઓશ્રીનો હું હાર્દિક આભાર માનું છું. વળી કાગળ–શાહી આદિની સખત મોંઘવારીના કપરા કાળમાં વ્યાપારીબંધુઓની મુખ્યત્વે સેવા કરવાના ઉચ્ચ આદર્શથી પ્રેરાઇને મારા આ પુસ્તકને પાણીની પેઠે પૈસો વાપરી આવી સુંદર રીતે છાપી, શણગારી પ્રસિદ્ધ કરવાનું સાહસ ખેડનાર શેઠશ્રી જયંતિલાલ વિઠ્ઠલદાસ મહેતાનો તથા ખંતપૂર્વક પ્રુફસંશોધન કરી આપનાર શ્રી ભીમભાઈ વકતાણાકરનો પણ મારે અહેસાન માનવો જોઇએ.

એ સુજ્ઞ સજ્જનોનો અંતઃકરણપૂર્વક ઉપકાર માની યત્ન શ્રમ કર્મ કરવાં એ મારૂં ધર્મકર્ત્તવ્ય જાણી યશકીર્તિ, વિજયલક્ષ્મી અને પ્રતિષ્ઠા ગૌરવ અર્પવાનું કામ સમસ્ત જગતના સર્જનહાર, પાલનહાર પ્રભુ ઉપર છોડી–પ્રભુના સંતાનવાત્સલ્યને આધીન સ્વીકારી વિરમું છું. **इति शिवम्**

દવેનો ખાંચોઃ
ઉમરેઠ } **રતનલાલ માણેકલાલ દ્વિવેદી**

# ગ્રંથસૂચિ

આ ગ્રંથમા ઉપયોગમા લીધેલા પ્રાચીન ગ્રંથો:—

(૧) વારતતીસર્જિત વૈનતેયજાતકવિભાકર
(૨) ઔડિગચિત દદુભદેવજ્ઞ દિવાકર
(૩) વાગહપ્રણિત કૌપિતકાલકલ્પતરૂ
(૪) શામ કૃત ગૌરારિ ભાવિદર્શન
(૫) કાનાપ લીખિત વાતાયન નિધિદર્પણ
(૬) આસુરાયણમર્જિત આપસ્તભ અકારણુવ
(૭) વૈનધતન્ચિત મૂઢમહાર્ણવ
(૮) પ્રાચીનપ્રણિત શ્વેતાશ્વરકુલપ્રભાકર
(૯) આર્ષ કૃત હારિદ્રગણક ચૂડામણિ
(૧૦) જાયલલીખિત પીપલાદ પ્રશ્નપારિજાતક
(૧૧) અત્રિવિરચિત આહવરકકણ સહિતા
(૧૨) કશ્યપ કૃત કાપિષ્ટ કર્ણસૂત્ર
(૧૩) પરાશરપ્રણિત ખાડિક ખનીજ નિબધ
(૧૪ શાકલસર્જિત ગર્ગગણ ગીતા
(૧૫) આશ્વલાયનરચિત ચારામણિચદ્ર બળસ્તોત્ર
(૧૬) શાખાયન વિરચિત ધાન્યચદ્રિકા
(૧૭) ઐતરેયપ્રણિત સ્વામીસદનસિન્ધુ
(૧૮) ઉપમન્યસ કૃત ભૂવનભાસ્કર
(૧૯) આપસ્તભરચિત સ્થાનનિરૂપણ
(૨૦) કણ્વલીખિત ભાવદીપિકા
(૨૧) કૌથુમકૃત છાગેય ધાતુસર્ગ
(૨૨) કાત્યાયનરચિત જાબાલપાદ સ્તોત્ર
(૨૩) ગૌતમવિરચિત શાકલદશાકૌસ્તુભ
(૨૪) પાનાપ્રણિત હિરણ્યકેશી તાન્જિકસાગર
(૨૫) શ્યામ કૃત તૈતિરી સ્થલસૂત્રાવલી
(૨૬) શાટયરચિત પૈગી ભાગ્યાકાધ્યાય

(૨૭) ઔંઢવિરચિત નેગે લાભકિરણાવલી
(૨૮) શાર્દૂલપ્રણિત ભરદ્વાજવ્યયરશ્મિ
(૨૯) શૌનક કૃત મહાકાલાપપ્રાપ્રિપ્રકાશ
(૩૦) તોતાયનલીખિત બાષ્કલ મેધપ્રતાપ
(૩૧) વ્યાસવિરચિત રાણામણિરજપ્રભાવ
(૩૨) વરાહમિહિર કૃત લાંગલિકયોગપ્રભાત
(૩૩) શુક્રાચાર્ય કૃત આપસ્તંબ ગણિતકુંડલ
(૩૪) શ્યામાપ્રણિત કાલતારકાર્થસિન્ધુ
(૩૫) ઐખ્ખીવિરચિત નક્ષત્રમાલાનિદર્શન
(૩૬) મૈત્રાયણીરચિત પ્રાંજલલગ્નકૌમુદી
(૩૭) માનવદેવ કૃત સાત્યમુર્ગગ્રહમંડલ
(૩૮) મોનદેવલીખિત શાકલરાશિચક્ર
(૩૯) બુધદેવસર્જિત માંડુક ઇન્દ્રધનુષ્યકલાપ
(૪૦) સ્થાપાયન કૃત શ્વેતાશ્વર મહાદશામાર્ત્તંડ
(૪૧) ભૃગુભાષિત ભૂગર્ભવિદ્યાવારિધિ
(૪૨) શાંડિલ્ય કૃત ધ્રુવાંક જ્યોતિ
(૪૩) રાવણવિરચિત વિધાત્રીવિધાનવાટિકા
(૪૪) સંજયસર્જિત ભાગ્યલેખાઃસ્ય ભાગ્યરેખાંકમ્
(૪૫) આર્યભટ્ટ કૃત ખગોળવિદ્યાસ્ય ગણિતપાટી
(૪૬) આર્યભટ્ટકૃત આર્યભટ્ટીય કુબેરપાઠી
(૪૭) બૃહત્સંહિતાંન્તર્ગત શુકનાવલી
(૪૮) બ્રહ્મગુપ્તવિરચિત બ્રહ્મસિદ્ધાન્તર્ગત સ્વપ્નશાસ્ત્રમ્
(૪૯) ભાસ્કરાચાર્યપ્રણિત મહેશ્વર મુહુર્ત્તમણિ, લીલાવતી પાટલીગણિત
(૫૦) મહેશ્વરરચિત કરણકુતૂહલ, સિદ્ધાન્તશિરોમણિ અંતર્ગત
(૫૧) શ્રીધરાચાર્યકૃત લલ્લદ્રવ્યગણિતસાર [ બીજગણિત
(૫૨) ગણેશદૈવજ્ઞપ્રણિત સૂર્યવર્ષસિદ્ધાન્ત
(૫૩) ચાણાક્યવિરચિત ચાન્દ્રવર્પાયન
(૫૪) વૈજ્ઞાનાચાર્ય કૃત સંવત્સરરત્નાકર
(૫૫) શુકદેવવિરચિત લલાટના લેખ

# અનુક્રમ

## ૧૯—વણજવ્યાપારને લાભદાયક સૂચનાસલાહ

પ્રકરણ પાનુ

★

# વ્યાપારી ભવિષ્ય

*

જ્યોતિષ જોઈને નસીબવાદી ન બનતાં પુરુષાર્થી બનો. જ્યોતિષ એ ભોમિયો છે. એ ભોમિયાની મદદથી સફળતાને શિખરે પહોંચો.

* શ્રી ૧૧ *

તત્ર ભવાન સાર્વભૌમ સમ્રાટ ચક્રવર્તી

મહારાજાધિરાજ




વીર વિક્રમાદિત્યનું

દ્વાદસ સ્થાનનું ગ્રહદેવ મંડળ

શ્રી વિક્રમ સંવત

૨૦૦૦ની




ચાલુ સાલનું

દ્વાદસ ભુવનનું નવગ્રહચક્ર

શ્રી વિક્રમ સંવત

૨૦૦૦મા




વરસના

દ્વાદસ સદનની વિશ્વગ્રહકુંડલી

## પ્રકરણ ૧લું

## બે હજારની સાલનો વરતારો

વિક્રમ સંવત બે હજારના આ વરસમાં નૃપતિ અને જનતાનું લક્ષ વસુની વૃદ્ધિ તથા પૈસાની પ્રાપ્તિ પ્રત્યે વિશેષ હોઈ, દુઃખદર્દ અને રોગપીડાથી રાજાપ્રજા હેરાનપરેશાન બને. જનસમાજનું ધ્યાન ગણિતવિદ્યા સરખી બાબતોમાં મશગૂલ થાય. ધરતીનાં રસકસ વધે. જમીનમાં અન્નસમૃદ્ધિ તથા ફળસંપત્તિ અને પુષ્પો વૃદ્ધિ પામે. ગગનમંડલનાં મેઘધનુષ્યો વાયુવાદળથી મૂશળધાર વૃષ્ટિ કરાવે. આમજનતા આનંદઉલ્લાસમાં રહે. નરેશોના રાજભંડારો ધનધાન્ય અને સુખવૈભવ–સાધનસામગ્રીથી ઉભરાય. ધરતીના ધણી ખેડૂતની ખેતીવાડી ઝાડપાન, અનાજદાણા તથા ઘાસચારાથી લક્ષ્મીદેવીની લીલાલહેર કરાવનારી નીવડે. કૃષિકારો પાકના વેચાણથી ત્રાંબા પિત્તળ આદિ ધાતુઓનાં વાસણો અને સોનાચાંદીના દાગીના આભૂષણો વસાવી શકે. આ વિશાળ દેશના કેટલાક ભાગોમાં પ્રથમ અનાજ ઓછું થાય, રાજવીઓના રાજકોષોમાં દાણા અને નાણાંની આમદાની ઘટે; મેઘરાજાની કમતી મહેરબાની થાય, નિશાચરો અને હાથચાલાકીવાળાઓ ફાવી જાય, રૈયતમાં

રોગચાળો ફાટી નીકળે, અને દીવોદેવતાનો ઉપદ્રવ હાનિ પહોચાડે.

બુદ્ધિબળનો વ્યવસાય કરનારા કવિઓ, લેખકો, જ્યોતિષીઓ, વૈદ્યદાકતરો, અને શાસ્ત્રીપંડિતો પ્રજ્ઞાશક્તિ વિકસતા યશસિદ્ધિ અને કીર્તિલક્ષ્મીની ધ્યેયપ્રાપ્તિ કરી કાર્યસફલતાનો વિજય વાવટો ફરકાવે મનવાન્છિત મેઘવૃષ્ટિથી ધાન્યપાક મોટા પ્રમાણમા થવાથી ખેતીવ્યવસાયી ખેડૂતો ધનનો ઢગલો કરે ફળફૂલ, તેલદીવેલ અને દૂધ, દહીં, ઘી, મધ આદિ રસકસની વસ્તુઓની ઉત્પત્તિ મોટા પ્રમાણમા થવા પામે લોકો અને લોકનાયકો તેમજ રાજવીઓ અને રાજેન્દ્રો તથા સત્તાધીશો અને સત્તાસમ્રાટોમા અવિશ્વાસ અને ઉત્પાતનો વાવટોળ ફેલાય ખેતીમા શેરડી, જાર, મીઠા ફળ અને શકકરિયા આદિ મધુરતાવાળા કદમૂળનો પાક વધારે ઉતરે મગફળી, તલ, એરંડા, સરસવ આદિ તેલીબિયા અને ઘઉ, જવ, બાજરી, જુવાર, ડાંગર કઠોળ આદિ વધારે થાય શ્રી સનાતન વૈદિક વર્ણાશ્રમ શ્રૌત સ્માર્ત્ત હિન્દુ ધર્માનુસાર યજ્ઞયાગાદિ કરનાર કરાવનાર બ્રાહ્મણાદિ ચાતુર્વર્ણ્ય મહાજનના જપ, તપ, અનુષ્ઠાન, મંત્ર, જાપ અને પુણ્યદાનાદિથી સુખી સંતોષી બને ધરતી ધાન્યથી ભરપૂર રસકસવાળી બનવાથી શક્તિશાલી દાણાના ખોરાક અને સ્વાદિષ્ટ ઘાસચારાથી તૃપ્ત બની હૃષ્ટપુષ્ટ થયેલી ગાય ભેંસ પોતાના સંતાનોને સ્નેહથી ધવરાવે અને પોતાના પાલકો તથા રક્ષકોને દૂધ, દહીં, છાશ, માખણથી માલદાર બનાવે આ દેશનો કર્મકાંડી વિપ્રવર્ગ હોમહવનાદિ શુભ કર્મો ઘેરેઘેર કરવા કરાવવામા રોકાય આથી સ્વર્ગાધિપતિ ઈન્દ્રમહારાજની કૃપાદૃષ્ટિ થતા મેઘરાજની મહેરબાનીભરી અમીદૃષ્ટિથી ધાન્યના ઢગલા થાય અનાજ સસ્તુ બને, દાણા સહેલાઈથી મેળવી શકાય, ફૂલફળથી ફાલીફુલી ફૂલવાડીઓ અને ફલકયા-

સ્ત્રીઓ પુષ્પો, ફળો, કન્દમૂલો સુગન્ધિત દ્રવ્યો અને રસકસના પદાર્થો વિશેષ પ્રમાણમાં આપતી બને.

કેટલાંક પ્રાંતોમાં વાયુદેવતા વરસાદનાં વાદળાંને છિન્નભિન્ન કરી નાખે અને મેઘરાજાની અવકૃપા ઉતારે. તોપણ થોડાક વરસાદથી થનારાં ફળો અને દાણા તો પાકે; અને જનતા કામાતુર હોય તેવી બેબાકળી ભાસે. કેટલાક ભાગોમાં પુષ્પોના જથ્થાના પ્રમાણમાં ફળસિદ્ધિ થાય. સમાજમાં હર્ષોત્સવ અને આનન્દોર્મિ તથા ઉલ્લાસ આલ્હાદક વહાલસોયું વાતાવરણ જામે. કેટલાક જિલ્લાઓમાં હિમસંકટ અને ચોરવિપત્તિનો ડર રૈયતવર્ગમાં ગભરામણ ફેલાવે; તેમજ કેટલાક તાલુકાઓ રોગચાળાના ઉપદ્રવથી અસ્તવ્યસ્ત બને. કેટલાંક ગામોમાં પાણીથી પાકનારાં ધાન્યો ઘાસ અનાજ અને પિત્તરંગી ધરતીમાં પેદા થતાં દાણા ફળફૂલ આંખને ઠારે તેવી રીતે ફૂલેફાલે. વણજવ્યાપાર ખેડનારાઓ લેવાદેવાના ધંધાધાપાથી પૈસાની પ્રાપ્તિ કરી સ્વદેશમાં લક્ષ્મીની સમૃદ્ધિ ભરે. મનુષ્યો વૈભવવિલાસ, સુખસાહ્યબી અને વસન્તવિહારનો ઉપભોગ કરનારાં બને. ધનધાન્ય, તેલદીવેલ, દૂધદહીં અને ઘીમધ મોટા પ્રમાણમાં થાય, સુખશાંતિમાં રહેનારા મહત્વાકાંક્ષી રાજામહારાજાઓ આસુરી લાલસા, રાક્ષસી લીલા અને દાનવી માયાનાં પ્રદર્શન ભરી માન મરતબો મોભ્ભો દરજ્જો, કીર્તિપ્રતિષ્ઠા, રોફરૂઆબ, આબાદીજાહોજલાલી, જરઝવેરાત, અને ભોગવિલાસનાં મોજમજાહ, એશઆરામ અને અમનચમન ઉડાવે. કેટલાક શુદ્ધ ક્ષત્રિય વંશના નરેશો વંશપરંપરાગત જન્મસિદ્ધ હક્ક દરજ્જા અને સત્તાવારસા તથા અધિકાર સ્વતંત્રતાના સંરક્ષણના સંકટથી દુઃખી થાય; તેમજ કેટલાક રાજવીઓ અંગત સ્વાર્થસાધનાની ચાણક્યનીતિની

સુબાહીગીરી સેવીને રાજ્યપ્રવાસ, પ્રાતપર્યટન, ઈલાકાપ્રયાણુ, સ્વદેશભ્રમણુ અને વિદેશગમન કરવામા ચકચૂર બને

આ વર્ષમા જળના બળથી પાકનાગ દવાદ્રવ્યો, વનસ્પતિ ઔષધિઓ, જડીબુટ્ટિઓ અને મૂળછોડપાલાઓ મોટા જથ્થામા ઉત્પન્ન થાય જનસમૂહ ક્રમેક્રમે સુલેહ શાતિપ્રિય બને. લોકો અને લોકનાયકો અરસપરસ મીઠી નજરવાળા થાય, તથા જનસમાજમા ધંધાધાપા, વ્યાપારઉદ્યોગ, કલાકૌશલ્ય, હુન્નર રોજગાર અને ગુજરાન વ્યવસાયનો રચનાત્મક કાર્યક્રમ વિના વિઘ્ને વ્યાવહારિક બની શકે, પરતુ વણુજવ્યાપારમા લોઢાની વસ્તુઓ, ત્રાબાપિત્તળની ચીજો, એલ્યુમીનિયમ કલાઈ જસતની બનાવટો, સોનુચાદી, લાકડાબળતણુ, માસમાટી, હીરામાણેક અને નીલમણિ આદિ જરઝવેરાત સોઘુ મળે નહિ. જનસમૂહ માગલિક મહોત્સવો ઉજવે વિપ્રવર્ગ શ્રેયસિદ્ધિ વરે પ્રાણીવર્ગ ક્રોધી બને માનવીઓમા વસ્તીનો વધારો થાય કેટલાક ભાગોમા ધાન્યની ખેચ રહે જળની તાણુ પડે ગાયો વધે કપડા વૃદ્ધિ પામે સમાજ સતોષી બને કેટલાક ભાગોમા જ્યારે અનાવૃષ્ટિથી ખેતીવાડીને હાનિ પહોચે ત્યારે કેટલાક ભાગોમા અતિવૃષ્ટિથી અનાજનો લાભ થાય જનસમૂહ સુખશાતિવાળો બને. ઘરમ સાર ગીતગાણુાથી કલ્લોલ કરવા લાગે ધૂર્તઢોગી, વેશધારી, પાપી પાખડી, ચોર, હરામખોર, જીવહિસક ખગબ ખસલતના માણુસો મોજમજાહ ઉડાવે હાથીઘોડા વાહનો મોઘા થાય, લુગડાલત્તા દાણોદુણી સસ્તા બને તલ, સરસવ, દીવેલા, મગફળી એરડા તેમજ મીઠુ મરચુ મરીમસાલો મોઘા ભાવે વેચાય; વળી કેટલાક ભાગોમા અનાવૃષ્ટિ અતિવૃષ્ટિના સુકાળદુષ્કાળ, રોગચાળાની ખાનાખરાબી અને ટટોફિસાદ, મારામારી

ઝઘડા, આંતરકલહ તથા લડાઈના ઉત્પાતો પણ કેટલેક દરજ્જે થવા પામે; પરંતુ મોટે ભાગે આમજનતાનું આરોગ્ય જળવાય. કેટલાક ભાગોમાં પ્રાણીઓ મૃત્યુ પામે, ક્લેશકંકાસ વધે. અને દક્ષિણ હિન્દના કેટલાક ભાગોને વધારે વિપત્તિ વેઠવી પડે. કેટલાક પ્રાંતોમાં કૃષિકારોને કષ્ટ સહેવાં પડે, શુદ્ર જાતિ દુઃખી બને, નરેશોના ખજાનામાં નાણાંની તાણ જણાય, ધાન્યના ભાવતાલ થોડાક ઘટવા પામે. પર્યટણ કરનારાઓ પીડા પામે, જંગલવાસી હિંસક ભિલો અને શિકારી પારધીઓ પશુહિંસા કરી લાભ ખાટે.

સામાન્ય પ્રકારે આખા દેશમાં મોંઘવારી હળવી બને અને કેટલીક વસ્તુઓ પ્રમાણમાં સોંઘી વેચાય. વસ્ત્રોમાં પીત્તવર્ણી સૂતર, શણ, રેશમની વસ્તુઓના ભાવો ઊંચા જાય, કે જેથી પીળા રંગના કાપડનો વણજવ્યાપાર ખેડનારા ધંધાધારીઓને નાણાંની હાનિ પહોંચે. બંગાળાદિ પ્રાંતમાં લડાઈ જાગે; કેટલાક દેશોના નરેશો વિજય વરે. વક્ર તટના સરિતાપ્રદેશવાળા મુલ્કમાં રાજ્યસત્તા ચલાવતા રાજવીઓ હારી જાય. કેટલાક દેશોનો નારી વર્ગ તથા કેસરનો વેપાર કરનારા વેપારીઓને જુલ્મહાનિ ભોગવવાં પડે. નાનાં બાળકો, ભણતાં સંતાનો અને પરણેલા પરિવારને દુઃખદર્દ સહેવાં પડે. અક્ષિવ્યાધિ અને અતિસાર રોગ ફાટી નીકળે. વિપ્રવર્ગ અને નરેશસમૂહ કષ્ટ પામે. ચાર પગાં જાનવરો ઉપર સંકટ આવી પડે. કેટલાક ભાગોમાં મધ્યમ શ્રેણીની વૃષ્ટિ થાય; તો પણ દાણાના દર અતિ વિશેષ નહિ કે બહુ ઓછા નહિ તેવા સામાન્ય કોટિના રહે. પ્રાંતોમાં દૂધ, દહીં, ઘી, માખણ, ગોળ, ખાંડ, સાકર અને ઘઉંચોખાના ભાવો બહુ ઊંચા જાય, અને કોક જિલ્લાનાં માનવીઓ મૃત્યુ પામે.

ભૂતપ્રેતાદિ નાશ પામે, તેમજ મારણઉચ્ચાટણ યન્ત્રતન્ત્ર તથા જાગણજન્ત્રમન્ત્ર પ્રયોગોની ક્રિયાવિધિઓ કરનારા ભૂવાઓ, નજરવળગાડ કાઢનારાઓ અને મન્ત્રસિદ્ધિથી કાર્ય કરનારાઓ નિષ્ફલતાને પામે બકરા, બળદ, ઘેટા, ગાયભેસ ઇત્યાદિ પશુઓને મનમાન્યો રસકસવાળો લીલોતરિયાળ ઘાસચારો તેમજ અનાજનો પૌષ્ટિક ખોરાક ખાવા મળે તેથી આ ચોપગાં જાનવરો સશક્ત સુખી અને આનદી બને નીચ કોળી, વાઘરી, ધારાળા, ઠાકરડા આદિ શૂદ્ર વર્ગના મનુષ્યો સુખી અને આબાદ બને, તેમના પ્રમાણમા ઉચ્ચ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય આદિ વર્ગના માણસો ભય, ત્રાસ અને દુખદર્દ ભોગવે એકદર રીતે રાજવીઓ અને રૈયત સમધારણપણે સુખી રહે કેટલાક મ્લેચ્છ નરેશોને મૃત્યુનો ડર રહે, અને કેટલાક અન્ય રાજ-વીઓમા રક્તપાતનો ભય જાગે

કોકણ પ્રદેશમા પ્રજાને રાજકર્તાથી કષ્ટ વેઠવુ પડે આ વર્ષમા આ દેશના કેટલાક નરેશોમા અરસપરસ અવિશ્વાસ વધે પૂર્વ પ્રદેશની પ્રજાવિપત્તિ વઠે. સોનાચાદી આદિ કીમતી ધાતુના ભાવ વધવા પામે હીરા, મોતી, પાના, લીલમ, પોખરાજ, પરવાળા આદિ જરઝવેરાતના વેચવા લેવાનો વેપાર ખેડનારા ઝવેરીવર્ગને ધનહાનિમા સુકાવુ પડે કોક પ્રાતમા ઊચા વર્ગને સુખ અને કોક પ્રાતમા નીચા વર્ગને દુખ—એમ એકદરે સમગ્ર આમજનતાને મિશ્રણપણે સુખદુખના લોકતા તથા ભાગી બનવુ પડે નૈઋત્ય ખૂણાના પ્રદેશોના પ્રજાજનો ઉપર આપત્તિ આવે રાજદ્વારી પરિવર્તન થાય યુદ્ધનો દાવાનળ ભયાનક સ્વરૂપ ધારણ કરે જનસમાજ રાજદરબારી ઉથલપાથલ અનુભવે અનિષ્ઠ-વાતાવરણ રહે મોં-

પાસે આવેલા કોળિયા દુર્ભાગ્યે ચાલી જાય. આ દેશનું ઉત્પન્ન અને પાક યુદ્ધને લીધે વિદેશ ઘસડાઈ જવાથી અહીં ભૂખમરાની હેરાનગતિ વધે. જીવનને ઉપયોગી વસ્તુઓના ભાવતાલ વધી જાય. ધારાધોરણ સખત બને. ધર્મહાનિ થાય.

ગુજરાત પ્રાંતના ઉત્તર વિભાગ અને પશ્ચિમ વિભાગના પ્રદેશોમાં હીમસંકટ અને તીડત્રાસ આવી પડવાથી અશાંતિ ફેલાય; લાંચરૂશવતની લૂંટણખોરી અને બેહદ નફાની ચૂસણનીતિ માઝા મૂકતાં પોતાની પાસે એકઠી કરી રાખેલી સ્વસાલેકીની વસ્તુઓનો ઉપયોગ કરતાં પણ કાયદાકાનૂનની ભીતિ ભાસે. સૂતરાઉ કાપડ સોંઘું વેચાય. આ દેશમાં દરેક વસ્તુઓ પૂરતા પ્રમાણમાં ઉત્પન્ન થવા છતાં પણ બજારભાવો કષ્ટકારક દેખાય. સૌ સૌની મતલબમાં રમે. સહકાર-સહાયનું વાતાવરણ રહે નહિ. સ્નેહીઓ શત્રુની ગરજ સારે. પરાયાઓ ખોટી રીતે દબાવતાં દેખાય. દ્રવ્ય ભીડ ભાસે.

ફાગણ સુદિ પૂનમ ને હોળી પછી આ વિષમ પરિસ્થિતિ કંઈક અંશે સુધરે, અશાંત મામલો થાળે પડે, અકળામણ ઓછી થાય અને દેશમાં અશાંતિ ઓછી થતાં અરસપરસ વિશ્વાસ, ભરોસો તથા સ્નેહસહકારનું વાતાવરણ ધીમે ધીમે જામે, સુલેહશાંતિ તથા સુખસંપત્તિ પાછી સ્થપાય, તેમજ સંકટ સહ્યા પછી સ્વદેશસેવકોની કાર્યસિદ્ધિ થાય. પરિણામે આ પ્રાચીન ગૌરવશાળી વિરાટ દેશની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા વૃદ્ધિ પામે. વિશ્વવિગ્રહના પ્રભાવે આ દેશને યુદ્ધના દારૂણ દાવાનળના કપરા કાળમાંથી દુર્ભાગ્યવશાત પસાર થવું પડવાનો યોગ છે.

આ દેશના પૂર્વ અને ઉત્તર પ્રદેશોને ભયંકર ભયમાંથી પસાર થવું પડે. જગતમાં જીવલેણ મનાતા

પૂંછડિયા તારાઓ, ધૂમકેતુઓ, ધરતીકંપ, જ્વાળામુખી અને કાયાપલટની રાક્ષસી છાયાઓ આ દેશ પર દોડી આવતા કદાચ તેની ભયંકર અમરમાથી સરક્ષણ સંપાદન કરવામા પણ આ ખંડને ઉત્પાત વેઠવો પડવાનો ભય ઉત્પન્ન થાય એમ છે વિદેશોમા વિગ્રહ દારૂણ સ્વરૂપ ધારણ કરે અને રાક્ષસી જાન-માલની નુકસાની ભોગવવી પડે આ દેશમા કેટલાક ભાગમા વરસાદ ધૂમ પડાવે, વાવેતર સૂકાઇ જાય, અસહ્ય તાપ લાગે, અને વિદેશના જંગેમેદાનના વિગ્રહવર્તમાન સુલેહશાતિને જોખમાવી ટંટાબખેડા, અસહિષ્ણુતા, અવિશ્વાસ અને અશાતિનુ વિપરિત વાતાવરણ અરાજકતા જન્માવે તથા ઓચિતા વાવાઝોડા ઝાડપાન, મકાન ને વહાણોનો નાશ કરી ખળભળાટ મચાવે સાગરપટમા અચાનક અકસ્માતો થવાનો સંભવ છે ઓચિતા દરિયાઈ તોફાનો ફાટી નીકળવાથી સ્ટીમરો ડૂબી જતા માનવીઓ મૃત્યુના મુખમા ભરખાઈ જાય નહિ ધારેલી સળગી ઉઠેલી આગોથી જંગલો, ગામો અને નગરો ભસ્મિભૂત થઈ જાય

સિંહરાશીના દેશનેતા ભારતભૂષણ પંડિત મદનમોહન માલવિયાજી અને રાષ્ટ્રનેતા કર્મવીર મહાત્મા મોહનદાસ કરમચંદ ગાધીજી જેવા લોકમાન્ય સ્વદેશસેવકો ઉપર વિપત્તિના વાદળા ઘેરાયલા પેખાય બંદીખાનાના સંકટો સહન કરતા દેખાય, વળી રાષ્ટ્રવીર પંડિત જવાહરલાલ નહેરૂ જેવા પ્રજાપ્રિય લોકનાયકો ઉપર પણ અસત્ય આક્ષેપો આવતા જિંદગી કષ્ટદાયક થઈ પડતી જણાય મુસ્લીમ કૌમીવાદી લીગલીડરો આનદમા આવી જાય સર્વસત્તાધીશ રાજકર્મ-ચારીઓને પ્રજાપીડક વિચારવર્તનમા પરિવર્તન કરવું પડે ધર્માચાર્યોને પ્રાણહાનિ પહોચે, સ્થાવર જંગમ વસ્તુઓ ઉપર

ધાડ આવે; માલેતુજાર કારખાનાદારોમાં કામદારોનો ગભરાટ ફેલાતાં રાજપુરૂષોની મદદથી મૂડીવાડી લક્ષ્મીનન્દનો મજૂરવાદીઓના આક્રમણથી ઊગરી જાય. ગીરણીપતિઓ મરણને શરણુ થાય. કામદાર જૂથો કાર્યસિદ્ધિ વરે. કલાકૌશલ્યનાં સ્થળો હુન્નરઉદ્યોગની સંસ્થાઓ ને કારખાનાંદારો અને શ્રમજીવીઓ આપત્તિમાં આવી પડે. શિક્ષણસંસ્થાઓ અને સેવાસંદિરોની વિપત્તિઓ હળવી બને. નાટકસિનેમાવાળાઓ અશાંતિ અનુભવે.

સિક્યુરિટી શેરો અને તાર, ટપાલ, ટેલીફોન તથા ખુશ્કીતરીની જકાત કરવેરાની આમદાની ઓછી થાય. ગ્યાસતેલના ભાવમાં વધારે ઘટાડો થવા પામે. જસત, કાંસુ, સીસુ, કલાઈના ભાવ વધે, કપાસિયાઅળસી તેજ થઈ મંદ થાય. કાગળ, કાચ કટલરી, કેમિસ્ટ, હેસિયન જ્યૂટનો બજાર ઘટીને વધે. પુરૂષોનું સંખ્યાબળ અનારોગી રહી ઘટે અને સ્ત્રીઓનું સંખ્યાબળ નિરોગી રહી વધે. એકંદરે બાળકોનું જન્મપ્રમાણ કમી થાય; મનુષ્યોનાં મૃત્યુપ્રમાણ વૃદ્ધિ પામે; અર્થાત જન્મમરણ અને પોષણરક્ષણ ઉપર કરાળ કાળ પોતાનો પંજો પસારે. ખૂન, લૂંટ, ધાડ, ત્રાસ, જોરજુલમ, અત્યાચારબલાત્કારના બિહામણા બનાવોનો ચેપી ઉપદ્રવ વધવા પામે. અવનવો રોગચાળો ફાટી નીકળતાં સ્ત્રી, પુરૂષ, બાલકો દુઃખના દરિયામાં ડૂબકાં ખાય. ઔષધિઉપચાર, બાધાઆખડી, દોરાધાગા, માદળિયાંતાવીજ, હોમહ[illegible] કે પાઠપૂજાના ઉપાયો કારગત ના નીવડે. સરકારી ન્યાયખાતાં વ્યવસ્થિત ચાલે અને આન્તરરાષ્ટ્રીય વિશ્વવિગ્રહનો સફળ અંત આવી અંગ્રેજો વિજય પામે એવો ગ્રહયોગ છે

★ ★

## પ્રકરણ ૨જું

## બજારભાવની વધઘટ

આ સાલમા કારતક મહિનામા ગુજરાત પ્રાતમા રૂના ભાવ વધે, વદી ત્રીજ ચોથથી ધાન્યના ભાવમા વધારો થાય નવદમ દિવસમા અનાજના વધેલા ભાવ ઘટવામા પલટાઈ જાય અન્ય પ્રાતોમા દાણાના ભાવ ઘટે લોકસુખાકારી સારી જણાય ખનીજ ધાતુના ભાવ ઘટી જાય ઘટયા ભાવથી દાણા ભરવાથી લાભ થાય અન્ય વસ્તુઓના બજારભાવો ઘણું કરીને વધવા પામે રસકસ અને ઘીતેલના ભાવ વધે લુગડાના ભાવ વધે

**માગશર** મહિનામા રૂબજાર આગળ ધપે, વચમા થોડો થોડો ઘટાડો થાય, પણ મોટે ભાગે ભાવ વધ્યે જાય બળતણના ભાવતાલ તેજ બને, કાપડબજારમા ભાવો ઊંચા જાય ધાન્યના ભાવો ઘટે આ ઘટયા ભાવે દાણો મેળવી લેનારને ભવિષ્યમા લાભ થાય તથા ખોગઠીમા ઓછા ભાવની આ ખરીદી તેજ ભાવો વખતે મદદરૂપ થઈ પડે વદ છઠવી બજારભાવ વધે. દાણા બજાર મદીમા રહે. આ અસ્થિર વધવટમા જનતાને હાનિ પહોચે અને દ્રવ્યની સકડામણમા મુઆઈ જવુ પડે

**પોષ** મહિનામા અનાજના ભાવતાલ સમધારણ રહે. સટ્ટા બજારમા શેરોના ભાવો વધે, જનતા વસ્તુની વિમાસણમા પડે રૂબજાર વધવો ચાલુ રહે. કરિયાણાના તથા સૂતરના ભાવો વધવા પામે વદી ચોથથી સાતમ સુધીમા વ્યાપારી બજારોમા

ઉલટસુલટ થઈ કાયાપલટ થઈ જાય. વદી દસમ કે બારસથી બજારોમાં થયેલી ઉથલપાથલ શાંતિ અને સ્થિરતાનું સ્વરૂપ ધારણ કરે. રૂબજાર અને ધાતુબજારના ભાવો વધવા પામે.

**માહ** મહિનામાં મોટે ભાગે બજારભાવો વધેલા રહે. અનાજના ભાવતાલ સમધારણ થાય. સુદી પખવાડિયામાં સૂતરના ભાવ અને કાપડના ભાવ વધે. દાણાના ભાવ ઘટે. બળતણ અને મસાલાના ભાવો ઊંચા જાય. વદી ત્રીજ કે દશમથી વ્યાપારી બજારોમાં તેજીમંદી થઈ ભાવો અસલ સ્વરૂપ ધારણ કરે. મોટે ભાગે બજારો મંદીનું વાતાવરણ અને ઠંડીનું મોજું અનુભવે.

**ફાગણ** મહિનામાં ધાન્યના ભાવ વધે. આ સમયે ઘઉંના નવા પાકની ખરીદી કરવાની સલાહ છે; કે જેથી વૈશાખ મહિનામાં ઘઉંના બજારના ભાવમાં થનારા વધારા વખતે લાભ મળે. વળી રસકસનો સંગ્રહ કરવાની પણ સૂચના છે કે જેથી ભવિષ્યમાં રસકસના ભાવોમાં આવનારી તેજી સમયે નફો તારવી શકાય. ધાતુઓની વસ્તુઓ પ્રમાણમાં સસ્તી વેચાય. કપડાં મોંઘાં મળે. રૂસૂતરની વસ્તુઓ અને કાપડના ભાવ વધે. વસુભીડ હળવી બને.

**ચૈત્ર** મહિનામાં આ દેશમાં કેટલેક સ્થળે આકાશમાં વાદળાં થઈ માવઠાંનો વરસાદ વરસે. કેટલીક જગ્યાએ ભૂકંપના આંચકા લાગે. સુદી ૬ કે સુદી ૧૧થી બજારભાવ ઊંચા જાય. વદી ૮થી ત્રાંબાપિત્તળ, ઘીતેલ, અળસીએરંડા, રૂકપાસ, કાપડ બજારમાં ભાવ ઘટવા માંડે. ત્રણચાર દિવસ મંદીનું મોજું આવી વળી પાછી તેજીની ભરતી તરફ બજારભાવ વળે.

વૈશાખ મહિનામા જીવનનિર્વાહના ખાદ્યપદાર્થોના બજાર ભાવોમા વિશેષ વધારો થાય ધાન્યના ભાવ ઓછા થાય. ઘઉના ભાવ એકદમ ઊચા જાય કપાસ–કપાસિયા તથા રસકસના ભાવોમા તેજી આવે

જેઠ મહિનામા દાણાના ભાવ વધવા પામે આણાઓ કેરીનો પાક સારા પ્રમાણમા આપે બજાર ભાવો મદીમા મૂઝાય અને દરિયાની ચીજોના ભાવો વધે

અખાડ મહિનામા ધાન્યના ભાવો વધે મોટે ભાગે આખાયે ચાતુર્માસમા વધેલા ભાવ જોવા પડે કઠોળના ભાવો એકદમ ઊચા જાય આણાઓ મોટા જથામા કેરી આપે

શ્રાવણ મહિનામા દાણાબજારના ભાવોમા થયેલો વધારો ઘટવા માડે વદ ૧૪થી વ્યાપારી બજારોમા મહાન ગરબડગોટાળો થાય, આ ઊલટસૂલટ ફેરફારથી ભાદરવા મહિનામા વણુજવ્યાપારનો વ્યવસાય ચલાવનારા ધધાદારીઓને મોટી મુશ્કેલીમા મૂઝાઈ જવુ પડે લાબા સમયથી જામી જઈ ઠરીઠામ થયેલી વેપારી પેઢીઓ અને શરાફી સસ્થાઓને લક્ષ્મીની નાગચૂડમા ભીંસાઈ જઈ બેઆબરૂ બની દેવાળા ફૂકવાનો વિપરીત વખત જોવો પડે મમધારણ વૃષ્ટિ થાય

ભાદરવા મહિનામા મેઘરાજાની મહેરબાની થતા કેટલેક સ્થળે વરસાદની હેલી અનુભવાય હુન્નરઉદ્યોગ અને કલા-કૌશલ્યની મસ્થાઓ ઢગધડા વગરની પરિસ્થિતિ અનુભવે ખાડ, સાકર તથા ઘીગોળના ભાવો વધે, તેલીબિયા અને તેલના ભાવો ઊંચા જાય મીઠુ, મરચુ અને મરીમસાલાના ભાવોમા તેજી આવે રૂ–સૂતર–કાપડ બજાર અને શેરસટ્ટા બજારમા

અચાનક મોટી ગરબડ થાય. દાણાના ભાવો વધે. તીડનો ઉપદ્રવ ખેડૂતોનાં હૃદય આકુળવ્યાકુળ બનાવી દે. કેટલાક પ્રાંતોમાં પ્રજા છળપ્રપંચ, દગોફટકો અને વિશ્વાસઘાતનો ભોગ બને. કેટલાક ભાગમાં કંદમૂળ, કપૂર, ચંદન અને સુગન્ધિત પદાર્થો તથા પ્રવાહી પદાર્થો પ્રમાણમાં સસ્તા વેચાય; છતાં પણ એશઆરામની વસ્તુઓ મોંઘી મળે. કેટલાક જિલ્લાઓમાં હળદર જેવી પીળી ચીજો સોંઘી મળે અને તેની લેવાલ–વેચવાલ તથા સંગ્રહ પણ થવા પામે. ગગનમંડળમાં વાયુનાં વાદળાં અને પવનનાં તોફાન થવાથી રસકસનો નાશ થતાં જનતામાં અસંતોષ વ્યાપે. રેશમી લુગડાં અને સોહાગણ સ્ત્રીઓનાં વિવિધ છાપકામનાં ચિત્રવિચિત્ર દેખાવનાં મનરંજક મુલાયમ વસ્ત્રાભૂષણોના બજારભાવ વધવા પામે. આ વસ્તુઓને ઉત્પન્ન કરનારાં શાળકારખાનાં, મિલો અને વેપારીઓને દ્રવ્યની હાનિ પહોંચે. સદાચારી શુદ્ધ દંડી સંન્યાસી, ધર્માચાર્ય મહાનુભાવોને આર્થિક, સામાજિક, માનસિક અને વ્યાવહારિક વિટંબણાઓ વેઠવી પડે. કેટલાક ભાગોમાં વિગ્રહનું વાતાવરણ ભાસે. પતિવ્રતા પવિત્ર પત્નીઓ પીડા પામે. સુશીલ સૌભાગ્યવતી સુંદરીઓ સંકટ સહે. સદાચારી ગૃહસ્થાશ્રમીઓ ગભરામણમાં મૂકાઈ જાય. નવયુવાન નારીઓને દુઃખ ભોગવવું પડે. કેટલાક રાજકર્તાઓમાં કુસંપ થતાં દેશના શુભ સંયોગો પલટાઈ જઈ પ્રજા પીડા પામે. એકંદરે આ મહિનો વ્યાપારી બજારો માટે મહાન ઉથલપાથલ કરાવનારો નીવડે.

**આસો** મહિનામાં ડાંગર અને ચોખાના ભાવો ઉછાળો મારે. ઘઉં બાજરી આદિ અન્ય ઊંચી જાતનાં અનાજોનાં વેપારી બજારોના ભાવતાલ પણ વધવા પામે. અચાનક ગૂંચવણભરેલી

વધઘટ થતા બજારો પ્રમાણમા કેટલેક અશે મૂઝવણમાથી સ્થિરતા પકડી ઠરીઠામ થાય છતા પણ અટપટી મૂઝવનારી અચોક્કસ બજારસ્થિતિ પછી જાહેર જનતાથી આ થાળે પડેલા બજાર-ભાવનો ફાયદો પૂરતા પ્રમાણમા ઉઠાવી શકાય નહિ આ માસમા તેલફૂલેલ, લવીંગ, તજ, સુખડતેલીઓ, દેવદાર, એલચી, જાવત્રી, જાયફળ, સુગધિ વાળા, કપૂર કાચલી કસ્તુરી બરાસ આદિ સુગધિ દ્રવ્યો અને અત્તર મેન્ટ, લવન્ડર, ગુલાબજળ, કેવડાજળ, ખસજળ, કોસ્મેટિક, બ્રિલિયન્ટાઇન, પોમાઈડ, લાઇમ જ્યૂસ, કોલન વોટર આદિ મનમોહક પ્રવાહી પદાર્થોના ભાવો એકદમ વધી જાય ડાગરનો પાક ઓછો ઊતરવાથી કે પૂરતો થવા છતા પણ યુદ્ધના આવરણને લીધે ચોખા, ચણા, ઘઉ બાજરી આદિ ખાધખોરાકીની વસ્તુઓ રાજદ્વારી વાતાવરણના પ્રતાપે મોઘી મળે આકાશી ઉત્પાત, જમીનના ઝઝાવાત, ભૂગર્ભની વિહ્વળતા, અને દરિયાઇ તોફાનો વાચવામા, સાભળવામા અને અનુભવવામા આવે

એકદર રીતે યોગાયોગનુ નિરીક્ષણ કરતા વિક્રમ સવતનું આ બે હજારના સાલનુ વર્ષ બગડે બે અર્થાત બધી રીતે બગાડો કરનાર અને ઉપર ત્રણ મીડા એટલે કે આકાશ, જમીન અને પાતાળમા ઉલ્કાપાત મચાવનાર નીવડે એમ જ્યોતિષશાસ્ત્ર જણાવે છે

★ ★

## પ્રકરણ ૩જું

# યુદ્ધ, અકસ્માતો ને આરોગ્ય

**કારતક** માસમાં આરંભકાળમાં હવામાન સામાન્ય શ્રેણિના સુધારા ઉપર હોઈ વાતાવરણમાં હળવે હળવે ઉષ્ણતા આવતી જાય, ભોંયજમીનની ભીનાશભેજ ધીમે ધીમે સૂકાઈ જઇ ક્રમે ક્રમે આસમાન ચોખ્ખું થાય; જો કે કેટલાક દિવસો પછી અચાનક નિર્મળ આકાશ કાળાં વાદળાંથી છવાઈ જઇ માવઠાનો વરસાદ થાય; જેથી દેશમાં રોગચાળાનો ઉપદ્રવ ફાટી નીકળી લોકોને હેરાનપરેશાન બનાવી મૂકે. વદી ત્રીજ ચોથથી પ્રજાને દુઃખદર્દ અને ભીતીત્રાસ અનુભવવાં પડે. માસફલ લાભદાયક ના મનાય, પૃથ્વીપટ પર ગંભીર ઘમસાણ જાગે. યુદ્ધનું વાતાવરણ ઘેરૂં થાય. અસંખ્ય મનુષ્યોની પ્રાણહાનિ કરે. જળ–સ્થળ–હવાના અકસ્માતો વધે. ભૂકંપના આંચકા ધરતીને હચમચાવી મૂકે. ભયભીત માનવસમાજ અકળાટમાં અટવાઈ જાય. અસંતોષ અને અણવિશ્વાસનો અગ્નિ પ્રકટે. નહિ કલ્પેલા પ્રકારે સંગ્રામનો સળવળાટ જાગે. દારૂણ હાલહવાલી થાય અને રાજ્યપરિવર્તનના વર્તમાન વાંચવાનો વખત આવે.

**માગશર** માસમાં સુદી ચોથથી હવાપાણીમાં બગાડ થાય, જનતાનું આરોગ્ય જોખમાય, કેટલાંક સ્થળે વણનોતર્યા પરોણા જેવો માવઠાંનો વરસાદ થઈ આધિવ્યાધિ ઉપાધિમાં વધારો કરે; આ શરદીવાળા હવામાનથી રવિપાકને હાનિ પહોંચે. વદી છઠથી સ્થળેસ્થળ અવિશ્વાસ અને અરાજકતા ફેલાય, ટંટાફિસાદ વધે અને ખૂનરેજી થાય; પરિણામે જનસમાજમાં સુલેહશાંતિ

સ્થપાય વદી તેરસથી યુદ્ધનો દાવાનળ દારૂણુ રૂપ પકડે. કેટલાક દેશોમા જાનમાલ અને સાધનસામગ્રીની ભયકર ખાનાખરાબી થાય આ દેશમા સુલેહશાતિ સાચવવા માટે કેટલાક પીઢ લોકનેતાઓ તરફથી નવેસરથી પ્રયત્નો આરભાય, આમજનતાની મહત્વાકાક્ષાઓને સતોષવા સારૂ નવીન ચક્રો ગતિમાન થાય

પોષ માસમા સુદી બીજ કે સુદી છઠથી ભેજવાળા બગડેલા હવામાનના પ્રભાવે જનસુખાકારી જોખમાય, બળિયાનો ઉપદ્રવ જાગતા બાલવયના છોકરા દુ ખદર્દમા ઝડપાય, રોગચાળો વધતા મૃત્યુસખ્યા વૃદ્ધિ પામે ગગનમડલ નિર્મલસ્વચ્છ નહિ રહેવાથી અચાનક વાદળા થઈ ઓચિન્તા માવઠા થતા રોગચાળો ફાટી નીકળી જનસમાજનુ શરીર સ્વાસ્થ્ય ડામાડોળ બને રવિપાકને હાનિ પહોચે વદી ૪ તથા ૭થી ઘેરા હવામાનને લીધે અનિદ્રા, મસ્તકશૂળ, ઉદરવ્યાધિ અપચો, અસ્વસ્થતા આદિ ઉપાધિઓથી જનતા પીડા પામે આ માસનુ ફલ એકદરે લાભદાયક ના કહેવાય ટાઢ વિશેષ લાગે, ઠડા પવનના સૂસવાટ માનવદેહોને થથરાવી મૂકે વિગ્રહનુ વાતાવરણ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે ઘર્ષણો વધી પડે. રાજામહારાજાઓ અને સમ્રાટ શહેનશાહોની રાજ્યસત્તાઓમા મોટા ફેરફારો થાય પૂછડિયા ધૂમકેતુ તારાની ધમાચકડી વધી પડે ગગનમડલના ગ્રહગણો તથા તારકસમૂહો વ્યોમગગાનો છાયાપ્રતાપ પ્રકૃતિશક્તિમા અવનવીન પરિવર્તન આણે. ધોળે દિવસે શુક્રનો તારો પેખાય અને ખરા બપોરે ધ્રૂવનો તારો દેખાય આથી હિન્દની નવીન સીમા પર આફત આવે

મહા માસમા જનસુખાકારી સતોષકારક રહે બગડેલું

હવામાન ક્રમે ક્રમે સુધારા પર આવતાં આકાશ નિર્મળ અને વાતાવરણ સ્વચ્છ બને; જો કે વચમાં વચમાં અચાનક માવઠાં હીમનો ઉપદ્રવ જાગવાનો ભય ભાસે, પરંતુ હળવે હળવે આસ્માનમાંથી વાદળાં વેરાઈ જતાં માવઠાં હીમનો ડર દૂર થાય. દેશસેવકોમાં ઐકય થઈ સંઘશક્તિ જામે. કામદાર—કાર્યક્રમ આગેકૂચ કરે. મૂડીદારોમાં કુસંપ જાગે. વિદેશી રાજ્યોનો ભય હળવો બને. દેશાવરોની ખરાબ ખબરો આવતી ઓછી થાય. જનસમાજ અશાંતિ અનુભવે. કોઈ મોટા રાજવીનું મૃત્યુ થાય, દેશી રાજ્યોની રૈયતોનાં મન ઉદ્વેગીઅસ્વસ્થ બને. લોકો બેચેન બને. નેતાઓમાં ઉગ્રતા આવે. જંગલોના દાવાનળોના ડર અને પહાડોના ઉપદ્રવોની ભયંકરતા હળવી પડે. જીવહિંસા ઓછી થાય. એકંદર રીતે આખોયે મહિનો સુખ-દુ:ખમાં—સમધારણ શાંતિમાં પસાર થાય.

**ફાગણ** માસમાં ચાલુ સાલ અર્ધ લાભદાયક અને અર્ધ હાનિકારક થઈ જવાના સંજોગો ઊભા થાય, તેથી વર્ષાઋતુની વૃષ્ટિ અને વર્ષનું ફળ આઠ આની બની જાય. અનિયમિત અસ્થિર વરસાદની આગાહી થાય એટલે કે કેટલેક સ્થળે ખંડવૃષ્ટિ થવાનો સંભવ રહે. થોડાક થોડાક અંતરે થોડોક થોડોક વરસાદ કેટલીક જગાએ આવવાનો યોગ ભાસે. વચ્ચે વચ્ચે કેટલોક સમય સુધી વરસાદની તાણ રહે. હવામાન ઘડીકમાં ગરમ તો ઘડીકમાં ઠંડુ રહેવાથી જનસમાજમાં દુ:ખદર્દની પીડા ઊભી થવાનો ડર ઊભો થાય; તો પણ ખેતીવાડીમાં સમધારણ શ્રેણીનો પાક ઊતરવાથી ખેડૂતોને બહુ પીડા નહિ ભોગવવી પડે. પરિણામે સરવાળે શ્રમજીવી કૃષિકારોને ફાયદો જ મળશે. મધ્યમસરના હવામાનને લીધે જનસુખાકારી

પણ સાધારણ રહેવા પામશે દ્રવ્યભીડ હળવી બનવાથી જન-સમાજ અંતરના ઉમળકાથી વસન્તોત્સવના આનન્દઉલ્લાસનો લાખેણો લહાવો લેશે વિશ્વવિગ્રહનો જોશજોમ ઢીલો થાય નહિ ધારેલું સુલેહશાંતિ સ્થપાવાનું વાતાવરણ ઊભું થઈ જાય જન-સમાજમાં આરોગ્યઐશ્વર્ય વૃદ્ધિ પામે કદાચ યુરોપી યાદવાસ્થળી કાયમી આંતરરાષ્ટ્રીય સુલેહસ્થાપનની વાટાઘાટો કરવા માટે કામચલાઉ મુકરર સમય માટે બંધ પણ રહી જાય, પરંતુ જગતના મહારાજ્યોના મહાન રાજધુરંધરોના અધકચરા પ્રયાસો ચિરકાળ માટે અખિલ અવનીની આંતરરાષ્ટ્રીય સુલેહશાંતિ ના પણ સ્થાપી શકે, પરંતુ એકંદર રીતે આ દેશની આમજનતા માટે આ માસ મોટી હાનિ પહોંચાડનારો તો નાજ નીવડે

ચૈત્ર માસમાં હવા સ્વચ્છ અને આસમાન ચોખ્ખું રહેવા પામે વદી પંચમીથી જાનવરો માટે જીવનહાનિનો ડર અને સૈનિકો સારૂ પ્રાણહાનિનો ભય ઊભો થાય, વદી ૮થી તે પહેલા મનુષ્યોમાં આવેલી સ્ફૂર્તિ શિથિલ બને અને તનબદનમાં આવેલી તાકાતતાઝગી શીતલતાનું સ્વરૂપ પકડે માનવદેહ નિર્વિર્ય જેવા બનતા ચહેરા નિસ્તેજ લાગે મેષ, વરખ, મિથુન, તુલા, કુંભ રાશીના પ્રદેશો અને મનુષ્યો માટે આ માસ ઘણો જ નુકસાનકારક નીવડે સુલેહ થવામાં અચાનક નહિ ધારેલું વિઘ્ન આવવાથી વળી પાછો વિગ્રહ આગેકદમ કરે યુદ્ધના સમાચારો અવળાસવળા મળે આ દેશને વિશેષ સહન કરવું પડે યુરોપમાં જગે મેદાનમાં દારૂણ હાલહવાલી થાય. આ દેશના તીડ-માવઠાનો ત્રાસ ખેડૂતોને તોબા પોકરાવે.

વૈશાખ માસમાં સામાન્ય હવામાનને લીધે જનસુખાકારી

સામાન્ય રહે. ભવિષ્યના વરસાદ વાસ્તે તાણ પેખાય. કેટલાંક સ્થળોએ અચાનક આરંભાયેલાં આંદોલનો રાજકર્મચારીઓને મૂંઝવણમાં મૂકે. ઠેકાણા વિનાના ગ્રહચારને લીધે જનસમાજની તંદુરસ્તી સંતોષકારક રહે નહિ. ઘરસંસારમાં ઢંગધડા વગરનું વાતાવરણ, રાજકીય વિષમ પરિસ્થિતિના પ્રતાપે, અનુભવાય. કેટલેક સ્થળે ચોરડાકુનો ઉપદ્રવ ઊભો થાય, તો કેટલીક જગ્યાએ લૂંટફાટનો ડર ખડો થાય, તો કેટલીક વખત ખૂનામરકી અને અત્યાચારના સમાચાર સંભળાય, તો કેટલોક સમય કલેશકંકાસ અને સાધારણ વસ્તુઓ વાસ્તે હિંસા થવાના ખબરો મળે. એકંદર રીતે આખો માસ ધૂંધવાયલું વાતાવરણ જણાય. મધ્યમ પ્રકારના આ મહિનામાં મેષ, વરખ, મિથુન, મીન અને વૃશ્ચિક રાશીનાં દેશો અને મનુષ્યો નુકસાન વેઠે. આ માસ કર્ક રાશીના પ્રદેશ અને માનવી માટે સારસારનો નીવડે. સોનાચાંદીના બજારમાં નહિ ધારેલી તેજી આવવાથી માલના સંગ્રહવાળા વેપારીઓને મોટો તડાકો પડે. ઘઉં, ચોખા, બાજરી, દાળ, કઠોળના ભાવો વધવાથી લોકો નાણાંભીડની નાગચૂડમાં સપડાઈ જતાં મૂંઝવણનો પાર રહે નહિ.

**જેઠ** માસમાં અસ્થિર હવામાનને લીધે જન અશાંતિ અને અસંતોષ અનુભવે. આમપ્રજાની શરીરસુખાકારી સચવાય નહિ. દારૂદેવતાના ઉત્પાતનો ભય ભાસે. સુદી બીજથી સુદી આઠમ સુધીના સમયમાં કેટલેક સ્થળે આકાશમાંથી વરસાદના કેટલાક આછા આછા છાંટા પડે. સુદી નોમ, સુદી તેરસ અને વદી આઠમ ને અગીઆરસે પલટાતા ગ્રહબળના પુણ્ય પ્રભાવે આમજનતા સુખશાંતિવાળી, સુલેહસંપશાળી અને આબાદી અનુભવનારી બનશે. નીચ વૃત્તિનાં

માણસો ફાવી જાય સગ્રામ રાક્ષસી રૂપ પકડે વિમાની વિગ્રહ દારૂણ અને આ દેશની પરિસ્થિતિ ચિન્તા કરાવનારી થઈ પડે વેપારીવર્ગ કફોડી હાલતમા મૂકાઈ જાય યુદ્ધનો વાવટોળ નવા નવા દેશોને ભરખી જાય. દેશવિદેશમા અશાતિ અને અરાજકતાનુ અધાધુધીભર્યું ભયકર વાતાવરણ છવાઈ જાય.

અષાઢ માસમા ગ્રહચારના યોગોના પ્રતાપે જનતાના જોશજોમ સામાન્ય શ્રેણીના રહે સમાજની સુખાકારી મધ્યમ કોટિની માલૂમ પડે સુદી પક્ષમા આરભમા વૃષ્ટિની તાણ પેખાઈ ઉષ્ણુતા દેખાય અસ્વચ્છ હવામાનને લીધે લોકો રોગપીડાના દુખદર્દ ભોગવતા જણાય વદી પક્ષમા સતોષકારક વૃષ્ટિ થતી અનુભવાય, અને સારી રીતે ચોમાસાનો આરભ થયેલો મનાય, છતા પણ વર્ષાઋતુ બળવાન દેખાય નહિ. ખેતીવાડીમા કાતરા આદિ જીવજતુની ઉપાધિ ઊભી થાય, ખેડૂતો મુશ્કેલીમા મૂકાય અને અનાજની તાજી વાવણીને નુકસાન પહોચવાનો ભય ઊભો થવાથી ખેડૂતોના દિલ દુભાતા લાગે આ માસમા થનારા ગ્રહયોગોના પાપે ભવિષ્યમા ચણા, ચોળા, વાલ, મગ, મઠ, અડદ આદિ કઠોળ તથા કપાસ, ઘઉં સુઢિયુ, જાર આદિ શિયાળુ પાકને હાનિ પહોચવાનો ડર લાગે. ઉષ્ણુતા વધે વિગ્રહનો દોર વધે જગલો અને ખાણોમા અકસ્માત આગો ફાટી નીકળે કેટલાક દેશોમા જ્વાળામુખી પર્વત ફાટી નીકળતા ધગધગતા લાવારસનો ઉપદ્રવ ફરી વળે કેટલાક પ્રદેશોને ધરતીકપના આચકા લાગે આ દેશમા ક્રૂરતા વધવા પામે પરતુ આ મહિનાના અતે સગ્રામશક્તિ ઠડી ગતિની થતા આ દેશના લોકસમૂહમા સુખશાતિ સ્થપાય.

શ્રાવણ માસમા સુદી પાચમ, સુદી નોમ અને પૂનેમના

ગ્રહયોગોના પ્રતાપે જનસુખાકારી મોટા ભાગે સંતોષકારક અને સમધારણ રહેવા પામે. ક્રમે ક્રમે વર્ષાઋતુ ધીમે ધીમે પોતાની સત્તા જમાવતી લાગે. ચોમાસાનો પાક સારો ઉતરવાની આશા બંધાય. રાજ્યકર્તા અને રૈયત વચ્ચેના વૈમનસ્યની ઊંચાઃદિલીમાં મહાન પરિવર્તન થવા પામે અને આમજનતાની ઉરની આશાઅભિલાષાઓ ફલિભૂત થતી જણાય. વદી ૧૪ના ગ્રહયોગથી રાજદ્વારી વાતાવરણમાં અગત્યનો પલટો આવે. એકંદર રીતે આ મહિનો સારો ગણાય. મેષ, મકર, તુલા, ધન અને કુંભ રાશીના પ્રદેશો તથા મનુષ્યોને માટે આ માસ સુખશાંતિની વૃદ્ધિ કરનારો નીવડે. જુલ્મત્રાસ અને દુઃખદર્દમાંથી મુક્તિનો માર્ગ મળે. શક્તિશાળી મંગળ મહારાજ, બળવાન ગુરુદેવતા અને સબળ શનિગ્રહ જેમની જન્મકુંડળીઓમાં પડયા હશે તેવી વ્યક્તિઓને માટે આ માસ વિશેષ લાભદાયક નીવડશે.

**ભાદરવા** માસમાં અસુખાકારી આબોહવાને લીધે જનસુખાકારી સંતોષકારક રહે નહિ. દુઃખદર્દ, રોગભય અને નાનીમોટી કષ્ટપીડાઓ ભોગવવી પડવાનો ડર લાગે. શરીર-સ્વાસ્થ્ય અનિયમિત ગતિનું બને. સામાન્ય શ્રેણિની વૃષ્ટિ થાય, બળદભેંસ આદિ ઉપયોગી ચોપગાં જાનવરોમાં રોગચાળો ફાટી નીકળે, અને કેટલાક પ્રમાણમાં ઢોરોની પ્રાણહાનિ પણ થાય. આખોયે મહિનો અનિષ્ટ છે. મેષ, મિથુન, કર્ક અને કન્યા રાશીનાં દેશો અને માણસો માટે આ માસ હાનિકર્તા છે. સિંહ, તુલા અને કુંભ રાશીવાળાઓ માટે આ મહિનો મધ્યમ પ્રકારનો છે અને તે સિવાયની રાશિના પ્રદેશો તથા માનવીઓ માટે આ માસ સારો છે. એકંદરે આ મહિનામાં વિશ્વવિગ્રહનું

જોશજોમ ટીલી ગતિનું રહેવાનો યોગ છે.

આસો માસમા સામાન્ય શ્રેણિના હવામાનના પ્રતાપે જનસુખાકારી સાધારણ રહે. ઋતુપલટો પેખાય, જેથી કરીને રોગચાળાનો ઉપદ્રવ દેખાય આમજનતાના મગજો અને હૃદયો અસ્થિરતા અનુભવે. જનસમાજ દુ ખદર્દથી પીડા પામે. ધધારોજગારમા જોઇતો ફાયદો મેળવી શકાય નહિ એકદર રીતે આ માસને આ દેશ માટે સારો કહી શકાય વિદેશોમાં યુદ્ધના ઘમસાણો, ખાનાખરાબીઓ અને હાલહવાલીઓ વધારે; સ્થાવર અને જગમ માલમિલકતને મહાન હાનિ પહોચાડે. પરદેશોથી અશુભ ખબરો મળતા, માનવહિંસા અને દ્રવ્યહાનિનું વિષમ વાતાવરણ ઊભુ કરે એવો આ માસનો ફલાદેશ છે.

★ ★

## પ્રકરણ ૪થું

## મેષ રાશિનો ફલાદેશ

આ વર્ષમાં બારે રાશિઓનો હિન્દુ માસતિથિનો દિનદશાનો ફલાદેશ નીચે પ્રમાણે છે:—

**અ. લ. ઈ.** અક્ષરોની આ રાશિનાં માનવીઓને વિક્રમ સંવત ૨૦૦૦ના માગશર વદી ૧૨ ને શુક્રવારે ગુરુગ્રહની દશા ઉતરીને રાહુગ્રહની દશા દિન ૪૨ની બેસે તે બંધન કરાવે. શરીરે રોગ કરે. ધંધાધાપાથી ફિકરચિંતા પેદા કરે. નાણાંની ભીડ દાખવે. સુખશાંતિનો સંહાર થાય. બુદ્ધિબળ નાશ પામે. વૈરી વધે. પત્ની અને પુત્રના વિયોગથી દુઃખ ભોગવવું પડે. ધારેલાં કાર્યોમાં વિઘ્નો નડે. પરદેશપ્રવાસ કરવાનો યોગ છે. વાદવિવાદ કરવાની મલિની મતિ ઉત્પન્ન થાય, અને માણસ મરણતોલ બને એવો નામરાશિ સંજોગ છે.

આ રાશિનાં મનુષ્યોને માહ સુદી ૧૦ ને ગુરૂવારે રાહુગ્રહની દશા ઊતરીને શુક્રગ્રહની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનું સુખ અપાવે. શરીર સુખાકારી વધારે. રોજીમાં લાભ થાય. સ્ત્રીસંતાન સંતુષ્ટ રહે. વસ્ત્રાભૂષણ અને ગાડીઘોડાનું સુખ મળે. સ્નેહીથી ફાયદો થાય. મોટા માણસોનો પરિચય વધે. કીર્તિ વૃદ્ધિ પામે. પુષ્પ અને સુગંધિત તેલઅત્તરનો મોજશોખ ભોગવાય અને વસુની વૃદ્ધિ થાય એવો ગ્રહરાશિ સંજોગ છે.

આ રાશિનાં માણસોને ચૈત્ર વદી ૫ ને ગુરુવારે શુક્રગ્રહની દશા ઉતરીને સૂર્યગ્રહની દશા દિન ૨૦ની બેસે તે નાણાંનો નાશ કરાવે. દેહનું દૈવત ઘટાડે. પીંડે પીડા થાય. ધારેલા કામોમાં

બગાડ થાય ચોરીની ભીતિ રહે અગ્નિનો ડર લાગે પશુથી હેરાનગતિ પહોચે આખોમા ઝળતર થાય. સ્રીસતાનના પાલન-પોષણ માટે મનમા મૂઝવણ ઊભી કરે ગુરુ અને વડિલોનો વિયોગ વેઠવો પડે ગાય અને ચાકરની જુદાઈ જેવાનો વખત આવે ઉગ્મા ઉચાટ જાગે, અને દેશાટન કરવુ પડે એવુ ગ્રહબળ છે.

આ રાશિની વ્યક્તિઓને વૈશાખ સુદી ૧૧ ને બુધવારે સૂર્યગ્રહની દશા ઉતરીને ચંદ્રગ્રહની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ કરે સ્વાર્થ સધાય કાયાએ નિરોગી રાખે ઉદ્યોગધધા વધે. ધારેલી વસ્તુઓનો ફાયદો મળે મિત્ર-સમૂહ તથા બધુવર્ગનુ સુખ થાય મત્રજાપ અને દેવબ્રાહ્મણની સેવાભક્તિ કરાવે પુત્રપત્નીપરિવાર–સપત્તિ મળે જમીનનો લાભ થાય આભૂષણ, ફૂલ, કપડા અને સેન્ટઅત્તર આદિ સુગધિ પદાર્થો મળે એવુ રાશિચક્ર કહે છે.

આ રાશિના નરનારીઓને આષાઢ સુદી ૫ ને રવિવારે ચદ્રગ્રહની દશા ઉતરીને મગળગ્રહની દશા દિન ૨૮ની બેસે તે શસ્રથી વાત તથા રોગથી પીડા કરે પિત્ત અને રક્તનો બગાડ કરે તાવ આવે. ચિતા વધારે દ્રવ્યનુ દુખ ભોગવવુ પડે શરીરે ગડગુમડ ખસ વગેરે થાય નોકરી રોજગારની ફિકર જાગે નાણાભીડ વેઠાવે હથિયાર, અગ્નિ-ક્રિયા, વાહન, ઔષધ, ખોટો પ્રપચ અને નિર્દય કાર્યોથી ધનની પ્રાપ્તિ થાય મિત્રવર્ગમા તથા બધુસમૂહમા કલેશ જાગે પરદેશ જવુ પડે નીચ નારીઓથી નેહ કરવાની અવદશા આવે પુત્ર, પત્ની, બધુ, ગુરુ ઈત્યાદિ સ્નેહી સબધીથી તિરસ્કારને પાત્ર થવાય ખોટો ખોરાક ખાવાથી ભ્રષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થાય

આ રાશિના સ્રીપુરૂષોને શ્રાવણ સુદી ૪ ને સોમવારે

મંગળગ્રહની દશા ઉતરીને બુધગ્રહની દશા દિન ૫૬ની બેસે તે સંપત્તિ અપાવે. મન ખુશીમાં રહે. દ્રવ્યની આમદાની થાય. શરીર સારૂં રહે. મિત્રવર્ગનું સુખ મળે. સગાંસંબંધીથી ફાયદો થાય. વિજયકીર્તિ અને સુખપ્રાપ્તિ કરે. પત્નીનો પ્રેમ પામે. સોનારૂપાનાં આભૂષણોનો ધંધોધાપો કરવાથી ધનવાન બને. વાયુની વ્યાધિથી આરોગ્ય જોખમાય. સારાં તેમજ ધર્મનાં કર્મો કરવાની ઉમેદ જાગે એમ ગ્રહમંડળ દર્શાવે છે.

આ રાશિનાં આદમીઓરતોને આસો વદી ૪ ને ગુરૂવારે બુધગ્રહની દશા ઉતરીને શનિગ્રહની દશા દિન ૩૬ની બેસે તે મંદવાડ કરાવે. શરીરે સંતાપ પમાડે. કુટુંબમાં કલેશ કંકાશ અને ચિત્તમાં ચિંતાઉદ્વેગ થાય. પ્રવાસમાં વિઘ્નો નડે. શત્રુ તરફથી ભય ઉત્પન્ન થાય. પૈસાની તંગી રહે. બકરાં, ગધેડાં, ઊંટ, વૃદ્ધ સ્ત્રીઓ, પક્ષી અને અનિષ્ટ અનાજનો લાભ થાય, તેમજ નીચ કોટિનો અધિકાર પ્રાપ્ત થઇને નગરવાસીઓ અને ગ્રામ્યજનતામાંથી દ્રવ્ય મળે એવું ભાગ્યચક્ર ભાખે છે.

આ રાશિવાળાંને વિક્રમ સંવત ૨૦૦૧ના કારતક સુદી ૯ ને ગુરૂવારે શનિ ગ્રહની દશા દિન ૫૮ની બેસે તે વૈભવ અપાવે. ધારેલી વસ્તુઓનો લાભ થાય. શરીરસુખાકારી વધારે. ધનની વૃદ્ધિ થાય. વ્યાપારથી ફાયદો મળે. આબરૂ વધે. બુદ્ધિનો વધારો થાય. સુખ ભોગવાય. નોકરી રોજગારમાં વધારો થાય. માનપ્રતિષ્ઠા વૃદ્ધિ પામે. તવંગર અમીરઉમરાવોની પ્રીતિ પ્રાપ્ત કરે. અતિ આનંદ રહે. પ્રત્યેક કાર્યમાં વિજય મળે. વિદ્વાન, જ્ઞાની અને હુન્નરઉદ્યોગી થવાય.

★ ★

તે શસ્ત્રથી ઘાત તથા રોગથી પીડા કરે અતિ ગરમી વાય. દ્વેષ કરાવે બધુઓને દુ ખ પમાડે વણુજવ્યાપારમા મદીનો ઝોક લાવે. ધારેલા કામો ટીલમા નાખે રાજાથી ભય પમાડે. કોર્ટકચેરીના કામકાજોમાં ફિકરચિતા કરાવે શરીરે ગડગુમડ તથા ખસ વિગેરે લોહીવિકારથી પીડા થાય શત્રુનો ભય જાગે. મિત્રો તથા બધુઓમા કલેશ વાય, અને પરદેશ પરવરવુ પડે એવી અતરદશાની આગાહી છે.

આ રાશિવાળાઓને વિક્રમ સવત ૨૦૦૧ના કારતક સુદી ૪ ને શનિવારે બુધગ્રહની દશા ઉતરીને શનિગ્રહની દશા દિન ૩૬ની બેસે તે મદવાડ કરાવે કલેશકકાશ થાય અદેખાઈ અને અભિમાનથી દિલગીર બનાવે ધનધાન્યનો નાશ થવાથી, આવક કરતા જાવક વધારે રહેવાથી જમાઉધાર પાસુ સમતોલ રાખવા માટે ચિત્તમા ચિન્તા વધે ગૃહસસાર અસતોષી બને શત્રુ તરફથી ભય પમાય અન્ય મનુષ્યોનો વિરોધ વેઠવો પડે રાજ્યકર્મચારીઓથી દુ ખ ભોગવવુ પડવાનો ડર રહે પશુ અને ઝેરી પદાર્થોથી ભય પમાય સ્ત્રીસતાન સકટગ્રસ્ત થાય. વાયુ, કફ અને શૂળના રોગના ભોગ બનવુ પડે અને પૈસાની તગી રહે એવો ફળાદેશ છે

★ ★

# પ્રકરણ ૬ઠ્ઠું

## મિથુન રાશિના સ્થિતિસંજોગો

ક. છ. ઘ. ક્ષ. અક્ષરોની આ રાશિનાં માનવીઓને આ વિક્રમ સંવત ૨૦૦૦ના કારતક વદી ૯ ને રવિવારે બુધગ્રહની દશા ઉતરીને શનિગ્રહની દશા દિન ૩૬ની બેસે તે મંદવાડ કરાવે. ઉર ઉદાશ રહે. કુટુંબમાં કલેશ થાય. શત્રુનો ભય જાગે. પૈસાની તંગી રહે. વિખવાદ વધારે. સગાંસંબંધીમાં વિક્ષેપ પડાવે. નાણાંની સખત ખેંચતાણ કરાવે. મગજ મંદ બનાવે. ખરચ હદ ઉપરાંત વધી જાય, અને રાજા તથા ચોરથી માલમિલકત જોખમાય એવી રાશિચક્ર રૂપરેખા દોરે છે.

આ રાશિનાં મનુષ્યોને માગશર વદી ૧૩ ને શનિવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરૂગ્રહની દશા દિન ૫૮ની બેસે તે વૈભવ અપાવે. ધારેલી વસ્તુઓનો લાભ થાય. વ્યાપારથી ફાયદો મળે. બુદ્ધિ વૃદ્ધિ પામે. સુખસંપતિ મળે. પૈસાની પ્રાપ્તિ થાય. શત્રુતા ઓછી થવા પામે. મિત્રોનો મેળાપ થઈ શકે. સગાંવહાલાંથી લાભ થાય. પ્રતિષ્ઠાની પ્રાપ્તિ કરાવે. વસ્ત્રાભૂષણ મળે. અનુભવ વૃદ્ધિ પામે, અને સ્ત્રીસંતાનનું સુખ ભોગવાવે એવી ગ્રહમંળ ગર્જના કરે છે.

આ રાશિના માણસોને માઘ વદી ૧૧ ને રવિવારે ગુરૂ ગ્રહની દશા ઉતરીને રાહુગ્રહની દશા દિન ૪૨ની બેસે તે બંધન કરાવે. વ્યવહારમાં કલેશકંકાસ વધે. ગૃહલક્ષ્મી રોગગ્રસ્ત બને. મારામારી થાય. માણસ મરણતોલ બને. અક્કલહુશિયારી

ઓછી થઈ જાય દૂર દેશાવર ફરવાનુ બને તેમજ બહુ જ દુ ખ ભોગવવુ પડે એવો દશાભાવ છે

આ રાશિની વ્યક્તિઓને ચૈત્ર સુદી ૯ ને રવિવારે રાહુ ગ્રહની દશા ઉતરીને શુક્ર ગ્રહની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનુ સુખ અપાવે કીર્તિલક્ષ્મીની પ્રાપ્તિ થાય વિજય-સમૃદ્ધિ મળે પ્રજાને સુખ થાય પોતાનુ તનબદન તદુરસ્ત અને તાકાતતાઝગીવાળુ રહે લક્ષ્મીનો લાભ મળે રોજીના માર્ગો મોકળા થતા કમાણી વધવા પામે વસુની વૃદ્ધિ થતા દરદાગીના મળે, અને મોટા માણસોનો સમાગમ થાય એવુ દિનમાન છે

આ રાશિના નરનારીઓને જેઠ વદી ૮ ને બુધવારે શુક્ર ગ્રહની દશા ઉતરીને સૂર્યગ્રહની દશા દિન ૨૦ની બેસે તે ધનનો ધ્વ શ કરાવે શરીરને સ કટમા સપડાવે જીવને ઉદાસીન રાખે ઘરમા કલેશકજિયો કરાવે ધારેલા કામોમા બગાડ થાય. આગનો ભય જાગે મિત્રોમા વિતડાવાદ થતા મનને મૂઝવી નાખી મગજશક્તિને ત્રિશકુની પરિસ્થિતિમા મૂકી દે, અને પરદેશ કાઢે એવુ રવિદેવતાની દશાનુ ફળ છે

આ રાશિના સ્ત્રીપુરૂષોને અષાઢ સુદી ૧૪ ને બુધવારે સૂર્યગ્રહની દશા ઉતરીને ચદ્રગ્રહની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ કરે ધારેલી વસ્તુઓનો લાભ મળે. મિત્રવર્ગ તથા બધુવર્ગનુ સુખ સપાદન' થાય દાનધર્મ કરી શકાય ચિંતા ઓછી થાય નાણાની છૂટ થાય સસારસમાજમાં કામકાજેમા ઈજ્જતઆબરૂ સાચવી શકાય શરીરે સુખી રાખે. અગમાં જોર ઘણુ મળે મિષ્ટાન્ન જમવાનો અવસર આવે

લુગડાંલત્તાં અને ઘરેણુંગાઠું મળે, તેમજ સંતાનનું સુખ અને હરીફોનો ત્રાસ થાય એવું ચંદ્રગ્રહનું શુભ દશા ફળ છે.

આ રાશિનાં મરદઓરતોને ભાદરવા સુદી ૭ ને શનિવારે ચંદ્રગ્રહની દશા ઉતરીને મંગળગ્રહની દશા દિન ૨૮ ની બેસે તે શસ્ત્રથી ઘાત તથા રોગથી પીડા કરે. અગ્નિની આપત્તિ આણે. ચિંતાધાસ્તી રખાવે. દ્રવ્યહાનિ કરે. તાપનો ત્રાસ તથા ગરમીથી પીડા પમાડે. સહચારિણીને શરીરે સંકટ લાવે. શત્રુઓનો ભય જાગે. મિત્રો તથા બંધુઓમાં કલેશ થાય, અને પરદેશ જવું પડે એવી મંગળગ્રહની અશુભ દશાનું અનિષ્ટ ફળ છે.

આ રાશિવાળાંઓને આસો સુદી ૭ ને રવિવારે મંગળગ્રહની દશા દિન ૫૬ની બેસે તે સંપત્તિ અપાવે. પૈસા પેદા કરાવી શારીરિક આરોગ્ય સાચવે. મિત્રમંડળથી મદદ મળે. ધર્મપત્નીને શરીરે સુખી રાખે. સંતાનસુખ સંપાદન કરાવે અને ધાર્મિક માંગલિક પરમાર્થની સેવાભક્તિનાં શુભ કાર્યો કરી શકાય તેમજ અંતઃકરણ આનંદઉલ્લાસમાં રહે. મગજ સ્થિર થાય. વિચારો વિશુદ્ધ બને તથા ચારિત્ર્ય દેદિપ્યમાન થાય એમ બુધગ્રહની લાભકારક દશા દર્શાવે છે.

* *

## પ્રકરણ ૭મુ

## કર્ક રાશિના લાભાલાભ

ડ. હ. અક્ષગેની આ રાશિના માનવીઓને વિક્રમ સવત ૨૦૦૦ના માગશર વદી ૮ ને સોમવારે બુધગ્રહની દશા ઉતરીને શનિગ્રહની દશા દિન ૩૯ની બેસે તે મદવાડ કરાવે. કલેશકકાસ વધારે આવક બધ થઈ જાવકમા વધારો કરે દિલ ઉદાસ રહે કુટુબમા વિખવાદ જાગે વ્યાવહારિક વિટંબણાઓ ઊભી થાય પૈસાની તગી રહેવાથી આર્થિક અવદશા હૃદય વિહ્વળ બનાવે મુસાફરીના માર્ગમા મુશીબત ઊભી થાય દેહે વાયુપ્રકૃતિ રાખે ઉદરમા ચૂક, ગોળા, શૂળના દુખદર્દથી આજારી બનાવે, અને દુશ્મનનો દોર વધારે એવી શનિદેવતાની નેષ્ટ દશાનો પ્રતાપ છે

આ રાશિના મનુષ્યોને પોષ વદી ૧૪ ને સોમવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરુગ્રહની દશા દિન ૫૮ની બેસે તે વૈભવ અપાવે નાણા સારા પ્રમાણમા મળે સુખશાતિમા રાખે. ઈચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થાય વ્યાપારથી ફાયદો મળે. શ્રીમત, શાહુકાર કે ગજદરબારીથી લાભ કરાવે ઈજ્જતઆબરૂ વધારે સતાનનુ સુખ અને ધરતીથી ફાયદો મળે વિદ્યાહુન્નર સારો શિખવે બુદ્ધિબળનો વધારો થાય સુખસપત્તિ મળે અને ઔષધિના ઉદ્યોગી બનાવે એવુ ગુરૂગ્રહની શ્રેષ્ટ દશાનુ ઉચ્ચ ફળ છે

આ રાશિના માણસોને ફાગણ વદી ૧૨ ને મગળવારે

ગુરૂગ્રહની દશા ઉતરીને રાહુની દશા દિન ૪૨ની બેસે તે બંધન કરાવે. મતિ મંદ બનાવે. વેરીનું જોર વધારે. દ્રવ્યની હાનિ કરાવે. પીંડને પીડા કરે. માણસ મરણતોલ થાય. હરેક પ્રકારની હરકત પહોંચાડે, એમ રાહુદેવ દુર્દશાનું ડીમડીમ સુણાવે છે.

આ રાશિની વ્યક્તિઓને વૈશાખ સુદી ૧૧ ને બુધવારે રાહુ ગ્રહની દશા ઉતરીને શુક્રગ્રહની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનું સુખ અપાવે. ધંધોધાપો ધીખતો થાય. પૈસાની પ્રાપ્તિ કરાવે. પ્રતિસ્પર્ધિઓ પરાજય પામે. શત્રુઓ સંકટમાં સપડાઈ જાય. મિત્રસંડળમાં વધારો થાય. પ્રજાને શરીરે સુખી રાખે. કમાણીની ધમાલમાં પ્રભુને પણ વિસરી જવાય. મોટા લોકોની દોસ્તી કરાવે. સ્નેહીથી સહાય અપાવે. સ્ત્રીસુખ ભોગવાવે. ધોળી વસ્તુથી ફાયદો થાય. રાજારજવાડાથી લાભ મળે, અને ધારેલું કાર્ય સિદ્ધ થાય એવું શુભકારી શુક્રની દશાનું સોનેરી ફળ છે.

આ રાશિનાં નરનારીઓને આષાઢ સુદી ૧૦ ને શનિવારે શુક્રની દશા ઉતરીને સૂર્યગ્રહની દશા દિન ૨૦ની બેસે તે નાણાંનો નાશ કરાવે. જોર, જોશ અને જોમવંતા શરીરને અશક્ત, અસ્વસ્થ અને અસ્ફૂર્તિમાન બનાવે. ચિત્તમાં ચિંતા જગાડે. ધારેલાં કામમાં બિગાડ થાય. આગનો ભય જાગે. પરદેશ જવાનું થાય. ગૃહમંદિરમાં યાદવાસ્થળીનો ઉત્પાત જગાડે. મગજને અશાંત બનાવે, અને આત્માને ઉદાસ રાખે એવી સૂર્યનારાયણની સંતાપનારી દશાનો પ્રારંભ છે.

આ રાશિનાં સ્ત્રીપુરૂષોને શ્રાવણ વદી ૨ ને રવિવારે સૂર્યની દશા ઉતરીને ચંદ્રગ્રહની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ કરે. ધારેલી વસ્તુઓનો લાભ થાય. મિત્ર

તરફનું અને બધુવર્ગનું સુખ મળે દાનધર્મ કરવાનુ મન થાય સ્વાર્થ સાથે પરમાર્થ સધાવે ઘરસસાર સુખી રાખે દ્રવ્યની પ્રાપ્તિ કરાવે બાલગોપાલ સાથે આનન્દઉલ્લાસમા રાખે દિવસ રાત કલ્લોલઆહ્લાદમા વીતી જાય મધુરી મિજબાની મળે કપડા ઘરેણા ખરીદાય પુત્રનુ સુખ પામે અને વૈરીઓનો વિધ્વશ થાય, એમ ચન્દ્રભગવાનની શીતળ છત્રછાયા ભવિષ્ય ભાખે છે

આ રાશિના મરદઓરતોને આસો સુદી ૯ ને મગળવારે ચદ્રની દશા ઉતરીને મગળગ્રહની દશા દિન ૨૮ની બેસે તે શસ્ત્રથી ઘાત તથા રોગથી પીડા કરે શરીરે ગડગુમડ ખસ વગેરે રકતવિકારથી ઉપાધિ થવાથી દેહને દુખી રાખે હિતશત્રુઓનો ભય જાગે મિત્રમડળ તથા ભાઈભાડુમા કલેશકકામ થાય વણ-જવ્યાપાર મધ્યમ સ્થિતિમા મુકાતા વ્યવહારિક વસ્તુસ્થિતિ ચિતા કરાવનારી નીવડે દેવતાથી દઝાડે તાવતરીઆનો ઉપદ્રવ જાગે ગરમીના રોગની ધાસ્તી રાખે અર્ધાગનાને અગે આપત્તિ આણે અને પરદેશ જવુ પડે એવી મદવાડકર્તા મગળદેવતાની દશાની આપત્તિની આગાહી છે

આ રાશિવાળાઓને વિક્રમ સવત ૨૦૦૧ના કારતક સુદી ૮ ને બુધવારે મગળગ્રહની દશા ઉતરીને બુધની દશા દિન ૫૬ની બેસે તે સપત્તિ અપાવે બાળબચ્ચાને રોગચાળાના ઉપ-દ્રવમાથી ઉઠાડે પતિપત્નીને શરીરે સુખી રાખે કલાકૌશલ્યમાં ઉન્નતિ થઈ પૈસાની પ્રાપ્તિ કરાવે સ્નેહીસબધીનુ સુખ મળે ધાર્મિક તથા પરમાર્થિક કાર્યો યોજાવે, અને વધુ સતાનની માગલિક આશા બધાવે, એવુ સુખશાતિદાતા બુધદેવતા ઉજ્વળ ભાવિ ભાખે છે.

★ ✶

## પ્રકરણ ૮મું

## સિંહ રાશિનું ગ્રહબળ

મ ટ. અક્ષરની આ રાશિનાં માનવીઓને વિક્રમ સંવત ૨૦૦૦ના કારતક વદી ૧૩ ને ગુરુવારે મંગળગ્રહની દશા ઉતરીને બુધની દશા દિન ૫૬ ની બેસે તે સંપત્તિ અપાવે. વકરામાં વધારો થાય. મન ખુશીમાં રહે. શરીર સારૂં રાખે. મિત્રસુખ મળે. સ્ત્રીસંતતિ સુખશાંતિમાં રહે. ધંધો રોજગાર વધી દ્રવ્યની આમદાની થાય. જીવદયા તથા ભૂતદયાનાં શુભ કામો કરાવે, એવો બુધદેવતાં ફાયદાકારક દશાનો ફળાદેશ સંભળાવે છે.

આ રાશિનાં મનુષ્યોને પોષ વદી ૮ ને મંગળવારે બુધ-ગ્રહની દશા ઉતરીને શનિની દશા દિન ૩૬ની બેસે તે મંદવાડ કરાવે. આરોગ્ય બગાડે. કાયાને કષ્ટ ભોગવાવે. ઉરને અકળાવી નાખે. વેરીઓમાં વધારો થાય. દ્રવ્યની હાનિ પહોંચાડે. કુટુંબમાં કજિયો કરાવે. શત્રુનો ભય જાગે. પૈસાની તંગી રહે. મનવાંચ્છિત ફળ મળતું અટકી જાય અને પગને અકસ્માતનો ભોગ બનાવે, એવો સંતાપકર્તા શનિગ્રહનો સપાટો છે.

આ રાશિનાં માણસોને માહ વદી ૧૩ ને મંગળવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરુની દશા દિન ૫૮ની બેસે તે વૈભવ અપાવે. ધનની સારા પ્રમાણમાં પ્રાપ્તિ થાય. ઇજ્જત આબરૂ વૃદ્ધિ પામે. ધારેલી વસ્તુઓનો લાભ મળે. બુદ્ધિશક્તિનો વધારો થાય. સુખસંપત્તિ મળે. ધંધારોજગારમાં ભરતીનો ઉછાળો આવે. દેવ અને દ્વિજોનાં પૂજક બનાવે. તેમજ બહુ

સુખ અને અધિકારવાળા થવાય, એમ ગુરુદેવ ઘોષણા કરે છે

આ રાશિની વ્યક્તિઓને ચૈત્ર વદી ૧૪ ને શુક્રવારે ગુરુગ્રહની દશા ઉતરીને રાહુની દશા દિન ૪૨ની બેસે તે બંધન કરાવે આરોગ્ય બગાડે માણુસ મરણતોલ થાય હરીફો જગાડે દુશ્મનો ઊભા થાય ભયભીતિ પમાડે સર્વ પ્રકારે કલેશકંકાસ કરાવે નાણાનો નાશ થાય અને ઉપદ્રવ જાગે, એવો રંજાડનાર રાહુગ્રહની અંતરદશાનો આર્ત્તનાદ છે

આ રાશિના નરનારીઓને જેઠ સુદી ૧૨ ને શનિવારે રાહુગ્રહની દશા ઉતરીને શુક્રની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનુ સુખ અપાવે શરીર નિરોગી તથા સુખી રાખે. હુન્નર ઉદ્યોગ વધારે પૈસાની પ્રાપ્તિ થાય પરદેશમાથી સંપત્તિનો લાભ મળે શત્રુ અને બંધુથી ભય પમાડે પ્રજાને સુખ થાય એવા શુક્રદેવતાની અંતરદશાના લાભાલાભ છે

આ રાશિના સ્રીપુરૂષોને શ્રાવણ વદિ ૧૩ ને બુધવારે શુક્રગ્રહની દશા ઉતરીને સૂર્યની દશા દિન ૨૦ની બેસે તે લક્ષ્મીની હાનિ પહોચાડે માથામા ચસકાસણકા ઉપડે પેટમા દર્દ થાય, આંખો દુખવા આવે શરીરે પીડા થાય ચિત્તમા ચિંતા જાગે મનના મનોરથ ફળે નહિ દુશ્મનનો ડર રહે. હરીફોનો ભય ભાસે પરગામ પ્રયાણ કરવુ પડે ખેતીવાડી અને પશુના રોગચાળાથી નાશ થાય વડિલમુરબ્બી, ઉપરી અધિકારી કે રાજકારભારી, શ્રીમંત, શેઠશાહુકાર, માલિક કે રાજવીની વક્ર દૃષ્ટિના ભોગ બનવુ પડે, એમ રવિદેવની રણહાક સુણાવે છે.

આ રાશિના સ્રીપુરુષોને ભાદરવા વદી ૪ ને બુધવારે

સૂર્યગ્રહની દશા ઉતરીને ચંદ્રની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ આપે. દેહદૈવતે મધ્યમ રાખે. દિલપસંદ ચીજ મળે. દાનધર્મ કરવાની વૃત્તિ જાગે. નાણાં આપે. વહાલમાં વધારો થાય. સ્નેહીસંબંધીઓ આનંદ પામે. સગાંસહોદર અને મિત્રમંડળથી ધન પામે. સજ્જનોથી અપવાદ મળે અને પાંડુરોગ વગેરે દર્દોથી પીડા પામે, એમ ચન્દ્રમાની દિનદશા લાભહાનિ બતાવે છે.

આ રાશિવાળાઓને વિક્રમ સંવત ૨૦૦૧ના કારતક સુદી ૧૦ મે શુક્રવારે ચંદ્રગ્રહની દશા ઉતરીને મંગળની દશા દિન ૨૮ની બેસે તે શસ્ત્રથી ઘાત તથા રોગથી પીડા કરે. શરીરે ગડગુમડ તથા ખસ વગેરે રક્તવિકારની પીડા થાય, શત્રુઓનો ભય જાગે. વિરોધ કરનારી બુદ્ધિ કરે. સ્થાનનો નાશ કરાવે. ધંધારોજગારને હાનિ પહોંચાડે. પૈસાની ખુવારી થાય. પત્નીપરિવાર તજાગરમીના રોગથી દુ:ખી બને. સ્નેહીસંબંધીઓ અને ભાઈભાંડુઓ તથા સગાંવહાલામાં વેરઝેરનાં બી રોપાય. મગજ ચકરાવે ચઢે અને દિલ ડામાડોળ બને. ગામપરગામ જવાઆવવાની હાલાકી ભોગવવી પડે. કાન પાકવાનો કે દાંત દુ:ખવાનો બનાવ બને. છાતીમાં કળતર ઉપડે. ઝાડાની કબજિયાત થાય. પિશાબે લાય બળે અને છાતીમાં દાહ બળે. મોઢું આવી જાય. હાડમાં તાવ રહે. હાથપગ ચૂસાય. બરડો તથા કમ્મર ફાટુફાટુ થાય અને પગનાં તળિયાંએ લાય બળે, તેમજ લમણામાં ચસકા નાખે, એવું મંગળની અંતરદશાનું અમંગળકર્તા ફળ છે.

* *

# પ્રકરણ ૯મું

## કન્યા રાશિનું યોગબળ

પ. ઠ. ણ. અક્ષરની આ રાશિના માનવીઓને વિક્રમ સંવત ૨૦૦૦ના કારતક વદી ૩૦ ને શનિવારે ચંદ્ર-ગ્રહની દશા ઉતરીને મંગળની દશા દિન ૨૮ની બેસે તે શસ્ત્રથી ઘાત અને રોગથી પીડા કરે તનગરમીના દુખદર્દો હેરાનપરેશાન કરી નાખે શરીરને સંકટગ્રસ્ત રાખે માલપાણી મધ્યમ મળે હરીફો જાગે શત્રુઓ થાય મિત્રમંડળમાં અવિશ્વાસ અને ભાઈભાંડુમાં અસંતોષ ઉદ્‌ભવે પરદેશપ્રયાણ કરવું પડે ગાડીઘોડાનો અકસ્માત નડવાથી સંભાળવું એમ મંગળગ્રહ આવતી અવદશાની આગાહી આપે છે

આ રાશિના મનુષ્યોને માગશર વદી ૧૧ ને ગુરૂવારે મંગ-ગ્રહની દશા ઉતરીને બુધની દશા દિન ૫૬ની બેસે તે સંપત્તિ અપાવે પૈસાની ખેંચતાણ ઓછી થાય શરીરે સુખી કરે મનમઝામાં રહે કલદારની આમદાની થાય સ્નેહીસંબંધીનું સહકારસુખ મળે સારાભલા કામો થાય વણિકથી લાભ મળે. ધંધામાં ફાયદો દેખે, અને ઘરબારે સુખીસંતોષી સુલેહશાંતિ-વાળા થવાય, એમ બુધ દેવતા દિનદશાના ગુણલક્ષણ જણાવે છે.

આ રાશિના માણસોને મહા વદી ૮ ને ગુરૂવારે બુધગ્રહની દશા ઉતરીને શનિની દશા દિન ૩૬ની બેસે તે મંદવાડ કરાવે પારકી પીડા વહોરવી પડે લક્ષ્મીની લેમેલ થાય સંસા-રવ્યવહારના કાર્યો સમયસર નહિ થઈ શકવાથી ઉરમાં ઉચ્ચાટ રહે ધર્મના કામો કરાવે કુટુંબમાં કલેશકંકાશ થાય શત્રુ

તરફથી ભય પમાય. પૈસાની તંગી રહે. શ્રીમંતો સહાય કરે. ખેતીવાડી અને ધંધારોજગારનો નાશ થાય એવો શનિદેવતાનો કોરડો ફરવાનો સંકટકર સંજોગ છે.

આ રાશિની વ્યક્તિઓને ફાગણ વદી ૧૪ ને ગુરૂવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરૂની દશા દિન ૫૮ની બેસે તે વૈભવ અપાવે. સુખસમૃદ્ધિ ભોગવાવે. પૈસાની પ્રાપ્તિ કરાવે. ધારેલી વસ્તુઓનો લાભ મળે. વ્યાપારથી ફાયદો થાય. આબરૂ વધે. બુદ્ધિની વૃદ્ધિ થાય. મિત્રો મળે. સામાજિક સુખશાંતિ વધે. સંપત્તિ મળે. દેવબ્રાહ્મણોનાં ચાહક બને. અતિ સુખ ભોગવે અને અધિકારદરજ્જાવાળાં બને, એવો દેવોના ગુરુ બૃહસ્પતિની ગૌરવશાળી દિનદશાનો પુણ્ય પ્રભાવ છે.

આ રાશિનાં નરનારીઓને વૈશાખ વદી ૩૦ ને સોમવારે ગુરૂગ્રહની દશા ઉતરીને રાહુની દશા દિન ૪૨ની બેસે તે બંધન કરાવે. દેહ દુઃખદર્દ પમાડે. જીવતું મુડદું બનાવે. દ્રવ્યહાનિ પહોંચે. ધંધો ગુમાઈ જતાં ચિતડું ચિંતાતુર બને. સર્વ રીતે ક્લેષઉદ્વેગ જાગે. ભય ઊભો થાય. આબરૂ જોખમમાં મુકાવાનો ડર ભાસે, કોર્ટકચેરીનાં લફરાંમાં ફસાઈ પડવાનો વિષમ યોગ થાય, અને પારકી પંચાત કરવા જતાં ભાંજગડિયાનાં છોકરાં ભૂખે મરે, એમ રંજાડનાર રાહુગ્રહની દિનદશા પરથી ભાસે છે.

આ રાશિનાં સ્ત્રીપુરૂષોને અખાડ સુદી ૧૪ ને બુધવારે રાહુગ્રહની દશા ઉતરીને શુક્રની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનું સુખ અપાવે. દેહ નિરોગી રાખે. છોકરાંછૈયાં આમોદપ્રમોદમાં રહે. ધન મળે. ધંધામાં ઘરાકીની ભરતીનાં

દર્શન થઈ વસુની વૃદ્ધિ કરે વિદેશમાથી વૈભવવિલાસની સાધન-સામગ્રીની પ્રાપ્તિ થાય, અને પ્રતિસ્પર્ધીઓ તથા બધુઓનો ભય લાગે, એવો સુખશાન્તિદાતા શુક્રદેવતા વર્તારો ભાખે છે

- આ રાશિના મર્દઓરતને ભાદરવા વદી ૧૪ ને શનિવારે શુક્રગ્રહની દશા ઉતરીને સૂર્યની દશા દિન ૨૦ની બેસે તે નાણાનો નાશ કરાવે શરીરે નરમગરમ રાખી પીડા પમાડે દ્રવ્યની મધ્યમ સ્થિતિ રહે ધારેલા કામો ઊધા વળે આગનો ભય જાગે પરગામ પ્રયાણ કરાવે મનને મૂઝવી નાખે ધધો રોજગાર એરવિએર થઈ જાય ખેતીવાડીને હાનિ પહોચે, અને ઉપરી અધિકારીઓની અપ્રીતિ થાય, એમ સૂર્યગ્રહની દિનદશા ઉપરથી લાગે છે

આ રાશિવાળાઓને આસો વદી ૫ ને શુક્રવારે સૂર્યગ્રહની દશા ઉતરીને ચદ્રની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ કરે ધાર્મિક-પારમાર્થિક કાર્યો કરાવે વ્યવહાર કુશળતા સચવાય ધારેલી વસ્તુઓનો લાભ આપે મિત્ર તરફનુ તથા બધુવર્ગનુ સુખ મળે પૈસાની પ્રાપ્તિ થાય માસાન્તિક સુખાકારી વૃદ્ધિ પામે દાન કરવાનુ દિલ થાય રોગશત્રુ નાશ પામે અને સગાવહાલા તથા સ્નેહીસબધીથી લાભ મેળવી શકાય, એમ ચન્દ્રદેવતાની દિનદશા ઉપરથી દેખાય છે

★ ★

## પ્રકરણ ૧૦મું

## તુલા રાશિના પ્રતાપ અને પ્રભાવ

ર, ત. અક્ષરની આ રાશિનાં માનવીઓને વિક્રમ સંવત ૨૦૦૦ના માગશર વદી ૧૪ ને રવિવારે ચંદ્રગ્રહની દશા ઉતરીને મંગળની દશા દિન ૨૮ની બેસે તે શસ્ત્રથી ઘાત તથા રોગથી પીડા કરે. રક્તવિકારની વ્યાધિથી શરીરને અસ્વસ્થ બનાવે. વેરીઓનો વિરોધ વહોરવો પડે. હરીફોની સામે હામ ભીડવાનો પ્રસંગ આવે. મિત્રમંડળ મતલબી; સ્નેહીસંબંધી અને સગાંવહાલાં સ્વાર્થસાધુ બને. ભાઈભાંડુ ટંટો-ફિસાદ કરે. પૈસાની પાયમાલી થાય. ધંધોરોજગાર ભાંગી પડવાથી ગુજરાન ચલાવવામાં મુશ્કેલી નડે, અને ગામપરગામ જીવનનિર્વાહની સાધનસામગ્રી સંપાદન કરવાને જવુંઆવવું પડે એવો મંગળગ્રહની દિનદશાનો યોગ છે.

આ રાશિનાં મનુષ્યોને પોષ વદી ૧૨ ને શનિવારે મંગળગ્રહની દશા ઉતરીને બુધની દશા દિન ૫૬ની બેસે તે સંપત્તિ અપાવે. મન પ્રફુલ્લિત રાખે. મિત્રવર્ગની મદદ મળે. સગાંથી સહાયતા સંપાદન કરાય. શરીરનું સ્વાસ્થ્ય સચવાય. સુખસમૃદ્ધિ મળે. પૈસાની પ્રાપ્તિ થાય. ધંધારોજગારમાં પ્રગતિનો જુવાળ આવે, અને વાદવિવાદમાં ઉતરવું પડે એમ બુધગ્રહની દશા પરથી ભાસે છે.

આ રાશિનાં માણસોને ફાગણ વદી ૭ ને શુક્રવારે બુધગ્રહની દશા ઉતરીને શનિની દશા દિન ૩૬ની બેસે તે મંદવાડ કરાવે. સખત નાણાંભીડ વેઠવી પડે. અંતઃકરણ અશાંતિ

ભોગવે કુટુબકબિલામા કજિયોકકાસ થાય અને શત્રુ તરફથી ભય જાગે, એવુ શનિગ્રહની અતરદશા પરથી લાગે છે.

આ રાશિની વ્યક્તિઓને વૈશાખ વદી ૧ ને મગળવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરુની દશા દિન ૫૮ની બેસે તે વૈભવ અપાવે ઉદ્યમશીલ બનાય વિલાસ ભોગવાય ધારેલી ધારણાઓ ફળે ઈજ્જતઆબરૂ વધે બુદ્ધિબળ વૃદ્ધિ પામે. શરીરે સશક્ત રાખે પત્નીપ્રજા સુખશાંતિમાં રહે દ્રવ્યની પ્રાપ્તિ થાય સપત્તિ મળે વણજવ્યાપાર વધે, અને દોસ્તો થાય એવો ગુણિયલ ગુરુની દિનદશાનો પ્રતાપ છે

આ રાશિના નરનારીને અષાડ સુદી ૨ ને ગુરૂવારે ગુરૂગ્રહની દશા ઉતરીને રાહુની દશા દિન ૪૨ની બેસે તે બધન કરાવે કાયામા કળતર થાય માણુસ મરણુતોલ બને નાણાભીડ અકળાવી નાખે સ્નેહીસબધીમા વધારો થાય મહેમાનપરોણા આવે ખાનદાનીના માર્યા ખોટો ખર્ચ કરવો પડે, અને આવક કરતા જાવક વધી જાય એવુ રાહુગ્રહની દશા ભવિષ્ય ભાખે છે

આ રાશિના સ્ત્રીપુરૂષોને શ્રાવણ વદી ૨ ને રવિવારે રાહુગ્રહની દશા ઉતરીને શુક્રની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનુ સુખ અપાવે પરિવાર પ્રસન્ન રહે શરીરે નિરૂપદ્રવી અને સુખી રાખે પૈસાની પ્રાપ્તિ થાય કમાણી વધે ધધાની નવી દિશા ખૂલે ધોળી વસ્તુઓના વ્યાપારથી લાભ મળે. કુટુબકલેશનો અત આવે કોર્ટકચેરીના કામકાજમા વિજય મળે કીર્તિપ્રતિષ્ઠા વધે. સન્માનસત્કાર થાય માનઅકરામ મેળવવાનો શુભ અવસર આવે અને ધાર્મિકપારમાર્થિક માગલિક

કાર્યો કરી શકાય એવો શુક્રદેવતા શુભ સંદેશ સંભળાવે છે.

આ રાશિનાં મરદઓરતને આસો વદી ૩૦ ને મંગળવારે શુક્રગ્રહની દશા ઉતરીને સૂર્યની દશા દિન ૨૦ની બેસે તે ધનનો ધ્વંશ કરાવે. દ્રવ્યનો દુર્વ્યય થાય. મનમાન્યાં કામ બને નહિ. દાઝી જવાનો યોગ છે. તાવતરિયાથી કાયાને કષ્ટ ભોગવાવે. રોજીમાં મંદી આવે. આવક ઓછી થઈ જવાથી ફિકરચિંતા કરાવે અને વ્યાપારવ્યવસાય અર્થે પરગામ જવાનું થાય એવું ભાગ્યચક્ર પરથી ભાસે છે.

આ રાશિવાળાંઓને વિક્રમ સંવત ૨૦૦૧ના કારતક વદી ૫ ને રવિવારે સૂર્યગ્રહની દશા ઉતરીને ચંદ્રની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ કરે. શુભાશુભ પરિણામવાળી આ દિનદશા છે. પીંડે પીડા કરે. વેરીઓ વધે. નાણાંની નુકસાની ભોગવવી પડે. ઉરમાં ઉદ્વેગ કરાવે. મૃત્યુતુલ્ય બનાવે. બંદીખાનાનું દુઃખ વેઠવું પડવાનો ભય જગાડે. પાછળથી ધારેલી વસ્તુઓનો લાભ મળે. મિત્રો મદદ કરે, સ્નેહીઓ સહાય આપે. સગાંસંબંધીનાં સહકારસહાનુભૂતિ મળે. ભાઈભાંડુ વહારે ચઢે. લક્ષ્મીદેવીની શીતળ છત્રછાયાવાળા સદ્‌ભાગ્યશાળી શ્રીમંતોની અમીભરી કૃપાદૃષ્ટિ થતાં મુશ્કેલીમાંથી માર્ગ નીકળી શકે. જીવનનિર્વાહની સાધનસામગ્રી તથા વણજ-વ્યાપારની વ્યવસાયપૂરતી વસ્તુઓ મેળવી શકાય. દેવાલેણા-વાળાને સંતોષકારક ઉત્તર આપી શકાય તેમજ ઈજ્જતઆબરૂ ટકાવી શકાય એમ ગ્રહરાશિ જણાવે છે.

★ ★

## પ્રકરણ ૧૧મું

## વૃશ્ચિક રાશિના નફોનુકસાન

ન. ય. અક્ષરવાળા આ રાશિના માનવીઓને વિક્રમ સવત ૨૦૦૦ના કારતક વદી ૪ ને મગળવારે શુક્રગ્રહની દશા ઉતરીને સૂર્યની દશા દિન ૨૦ની બેસે તે નાણાનો નાશ કરાવે ઉગ્ર સ્વભાવના આ ગ્રહદેવતાની દિનદશા મગજ ગરમ રાખે તનબદન તદુરસ્ત રહે, પણ પાછળથી કઈંક પીડા પમાડે વણજવ્યાપારમા ખોટ આવે વ્યવહારિક કામકાજને હાનિ પહોચે નોકરીચાકરીની ફિકરચિંતા થાય દાઝી જવાનો અકસ્માત નડે હૃદય વિહ્વળ બને દેહમા બેચેની વધે સગાસબધીમા સુલેહસપ રહે નહિ, અને ગૃહસસારમા કલેશકકાસ કરાવે તેમજ દૂરદેશાવર જવુ પડે, એવુ ભવિષ્યવાણી જણાવે છે

આ રાશિના મનુષ્યોને માગશર સુદી ૧૦ ને સોમવારે સૂર્યગ્રહની દશા ઉતરીને ચદ્રગ્રહની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ કરાવે આ ગ્રહ શુભાશુભ છે તેથી તેનુ ફલ પણ શુભાશુભ છે શરીરે પીડા કરે વેરીઓ વધે નાણાની નુકસાની ભોગવવી પડે ઉરમા ઉદ્વેગ કરાવે મરણતોલ બનાવે પાછળથી તબિયત સુધરી જાય ધારેલી વસ્તુઓનો લાભ મળે મિત્રબધુઓનુ સુખ મળે અને દાનકર્મ કરવાનુ દિલ થાય એમ ગ્રહરાશિ કહે છે

આ રાશિના માણસોને પોષ વદી ૧૪ ને સોમવારે ચદ્રગ્રહની દશા ઉતરીને મગળની દશા દિન ૨૮ની બેસે તે શસ્ત્રથી ઘાત તથા રોગથી પીડા કરે આ ગ્રહદેવતાનો સ્વભાવ

સુખદુઃખકર્તા છે તેથી એ સુખદુઃખ ભોગવાવે. રક્તવિકારના રોગથી પીડા કરાવે. પૈસાની પ્રાપ્તિ થાય. ધંધોરોજગાર સારો મળે. લોખંડ તથા લાકડાના પ્રહારથી તથા ગડગુમડ, ખસ, ગરમીથી દેહે દુઃખદર્દ થાય. શત્રુઓનો ભય જાગે. મિત્રવર્ગમાં તથા બંધુવર્ગમાં કલેશ થાય, અને મુસાફરી કરવી પડે એવું રાશિચક્ર પરથી પેખાય છે.

આ રાશિની વ્યક્તિઓને માહ વદી ૧૧ ને રવિવારે મંગળ-ગ્રહની દશા ઉતરીને બુધની દશા દિન ૫૬ની બેસે તે સંપત્તિ અપાવે. આ ફળદાયી ગ્રહ હોવાથી દશા ફળદાયક નીવડે. શારી-રિક સુખશાંતિ ભોગવાવે. લક્ષ્મીદેવીની કૃપાદૃષ્ટિ થાય. વ્યાપાર વધે. દ્રવ્યની આમદાની થઈ ધન વૃદ્ધિ પામે. ઉર આનંદમાં રહે અને બાલગોપાલ પ્રફુલ્લિત બની કલ્લોલ કરે એવું ગ્રહ-મંડળ પરથી દેખાય છે.

આ રાશિનાં નરનારીઓને ચૈત્ર વદી ૯ ને સોમવારે બુધગ્રહની દશા ઉતરીને શનિની દશા દિન ૩૬ની બેસે તે મંદવાડ કરાવે. આ ગ્રહ કષ્ટકારી હોવાથી એની દશા પણ કષ્ટકારી નીવડે. ઉર ઉદાસ રાખે. શત્રુ તરફથી ભય જાગે. પીડા ભોગવાવે. પૈસા મધ્યમ મળે. કુટુંબમાં કલેશકજિયા થાય. તામસી પ્રકૃતિ બની જાય અને નાડીની નબળાઈ કરે તેમજ નાણાંની તંગી રહે એવું રાશિમંડળ પરથી જણાય છે.

આ રાશિનાં સ્ત્રીપુરુષોને જેઠ સુદી ૨ ને બુધવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરુની દશા દિન ૫૮ની બેસે તે વૈભવવિલાસ ભોગવાવે. આ ગ્રહદેવતા પ્રતાપી હોવાથી તેમની દિનદશાનું ફળ પણ પ્રતાપી મળે. શારીરિક આરોગ્યમાં વધારો થાય. નાણાં મળે. શત્રુઓ નાશ પામે. હરીફોના હાથ હેઠા પડે.

ધારેલી વસ્તુઓનો લાભ થાય વેપારથી ફાયદો મળે આબરૂ વધે બુદ્ધિનો વધારો થાય, અને સુખસપત્તિ વૃધ્ધિ પામે એમ ગ્રહદશા પરથી ભાસે છે

આ રાશિના સ્ત્રીપુરુષોને શ્રાવણ સુદી ૪ ને સોમવારે ગુરૂગ્રહની દશા ઉતરીને રાહુની દશા દિન ૪૨ની બેસે તે બધન કરાવે આ ઉદ્વેગકર્તા ગ્રહદેવ હોવાથી તેમની દશા પણ ઉદ્વેગકર્તા નીવડે શરીરે સકટ ભોગવાવે માણસ મરણ તોલ થાય દ્રવ્યથી સારૂ છે રોજી મધ્યમ ચાલે મનની મુરાદો બર આવે નહિ ધારેલા કામો ઢીલમા પડે અગેઅગમા આળસ અને બેચેની રહે સ્વભાવ ચીઢીઓ બની જાય હૃદય અસ્વસ્થ બને સ્નેહીસબધી સ્વાર્થસાધુ બને મિત્રમડળ દુશ્મનની ગરજ સારે સગાંવહાલામા વિરોધ જાગે કુટુબ-ક્લેશ થાય અને પતિપત્ની પરિવારમા અસતોષ રહે એમ અતરદશા ઉપરથી લાગે છે

આ રાશિવાળાઓને ભાદરવા વદી ૫ ને ગુરૂવારે રાહુગ્રહની દશા ઉતરીને શુક્રની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનું સુખ અપાવે આ ગ્રહ બળવાળો હોવાથી તેની દિનદશા પણ બળવાળી નીવડે તદુરસ્તી જળવાઈ રહે નાણા મળે ધધા-રોજગારમા ઉન્નતિ સધાય વહાલામા વધારો થાય મિત્રમડળ વૃદ્ધિ પામે સ્નેહીસબધી સહકાર તથા સહાયતા આપે પત્નીપરિવાર સુખશાતિ ભોગવે સફેદ રગની ચીજોના વણજ-વ્યાપારથી લાભ મેળવી શકાય અને આભુષણ ખરીદાય એવું શુક્રગ્રહની દિનદશાનુ માહાત્મ્ય દર્શાવે છે

* *

## પ્રકરણ ૧૨મું

# ધન રાશિનાં સુખદુઃખ

ભ. ધ. ફ. ઢ. અક્ષરની આ રાશિનાં માનવીઓને વિક્રમ સંવત ૨૦૦૦ના માગશર વદી ૫ ને ગુરૂવારે શુક્રગ્રહની દશા ઉતરીને સૂર્યની દશા દિન ૨૦ની બેસે તે દ્રવ્યનો દુરૂપયોગ કરાવે. આ ગ્રહ તામસી વૃત્તિનો હોવાથી તામસી પ્રકૃતિ રાખે. કાયાને કષ્ટ ભોગવાવે. દિલને દુઃખી બનાવે. ગૃહકલહ જાગે. સગાંવહાલાં સાથે અણબનાવ થાય. ચિંતાતુર બનાવે. ધારેલાં કામોમાં નિષ્ફળતા મળે. અગ્નિના અકસ્માતથી સંભાળવું. આંખોનું તેજ ઘટાડે, કાને બહેરાશ આવે. દાંતમાં દર્દ થાય. ધંધાધાપામાં ધબકડો વળી જવાથી સ્થિતિસંજોગ-વશાત વિદેશમાં વિચરવાનું પણ કદાચ થાય એવું ગણિત-વિદ્યા ગણાવે છે.

આ રાશિનાં પુરુષોને પોષ સુદી ૯ ને મંગળવારે સૂર્ય-ગ્રહની દશા ઉતરીને ચંદ્રની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ કરાવે. આ ગ્રહદેવતા ભોગવિલાસી હોવાથી ભોગવિલાસ ભોગવાવે. કાયા કંચનવર્ણી બનાવે. મિત્રમંડળમાં વધારો થાય. સ્નેહીસંબંધીમાં વાર્તાવિનોદનો પ્રસંગ પ્રાપ્ત થઇ શકે. વ્યવસાય વૃદ્ધિ પામે. માલપાણી મળે. યશકીર્તિ વધે. સંસારપરિવાર સુખશાંતિ ભોગવે. ગૃહમંદિરમાં આનંદોત્સવ ઉજવાય. ધારેલી વસ્તુઓનો લાભ થાય. બંધુવર્ગનું સુખ મળે. દાનકર્મ કરવાનું મન થાય. ઉપરી અધિકારી કે શેઠ શાહુકારની ધાસ્તી રહે. ચિત્ત ચિંતાગ્રસ્ત બને, અને સુલેહશાંતિ જોખમમાં

મુકાવાનો વખત આવે એવુ વિહારી ચદ્રગ્રહની દિનદશાનું ફળ બતાવે છે

આ રાશિના માણસોને માહ વદી ૧૩ ને મગળવારે ચદ્રગ્રહની દશા ઉતરીને મગળની દશા દિન ૨૮ની બેસે તે શસ્ત્રથી ઘાત તથા રોગથી પીડા કરે આ ગ્રહદેવતા ઉન્માદી વૃત્તિના હોવાથી ઉન્માદી પ્રકૃતિ રાખે રક્તવિકારથી પીડા ભોગવાવે પૈસાની પ્રાપ્તિ થાય ઓષધઉપચારથી ગડગુમડ, ખસ, તજાગરમી મટી જઈ શરીરે સુખી થવાય નવીન કાર્યો હાથ લાગે બોલેલુ અને ધારેલુ કાઈ જ ના બની શકે શત્રુઓનો ભય પમાડે મિત્રવર્ગમા તથા બધુવર્ગમા ક્લેશ થાય, અને કદાચ પરદેશ પણ જવુ પડે એવો મગળ દેવતાની દિનદશાનો યોગ છે

આ રાશિની વ્યક્તિઓને ફાગણુ વદી ૧૨ ને મગળવારે મગળગ્રહની દશા ઉતરીને બુધની દશા દિન ૫૬ની બેસે તે સુખસપત્તિ અપાવે આ ગ્રહદેવતા વિહારી સ્વભાવના હોવાથી વિહારવિલાસ ભોગવાવે હૃદય પ્રફુલ્લિત રાખે દેહ દેદિપ્યમાન બને દ્રવ્યની આમદાની થતા લક્ષ્મીનો લાભ થાય સ્નેહીસબધીઓ વધે મિત્રમડળથી સુખશાતિ મળે પ્રવાસ કરાવે. મુસાફરીમા માનસિક પીડા ભોગવાવે પ્રથમ માનહાનિ થવાની ધાસ્તી ઊભી થાય, પરતુ પાછળથી કીર્તિપ્રતિષ્ઠા જામે જીવન-નિર્વાહ નિર્વિઘ્ને ચલાવી શકાય સગામહોદર ખુશી આનદમા રહે અને પત્નીપરિવારને ક્ષેમકુશળ તથા સુખીસતોષી રાખે એવો બુધગ્રહની અતરદશાનો સજોગ છે

આ રાશિના નરનારીઓને વૈશાખ વદી ૧૧ ને ગુરૂવારે બુધગ્રહની દશા ઉતરીને શનિની દશા દિન ૩૬ની બેસે તે

મંદવાડ કરાવે. આ ગ્રહદેવતા ઉત્પાતકર્તા હોવાથી આ દિનદશામાં ઉત્પાત થાય. પીંડે પીડા ભોગવવી પડે. મન ઉદાસ રાખે. ચહેરો ફિક્કો બનાવે. કુટુંબમાં કલેશ થાય. શત્રુનો ભય જાગે. પૈસાની તંગી રહે. ધંધારોજગારમાં મંદીનો ઝોક દેખાતાં નોકરી-ચાકરી અને રોજીરોજગારની ફિકરચિંતા થાય. નાણાંની નુકસાની થાય. પણ પાછળથી સુખી થવાય અને ખોરંભે પડેલાં કામકાજો ધીમે ધીમે ઉકેલી શકાય, તેમજ કરેલી મહેનતનો બદલો મળતાં લક્ષ્મીનો લાભ થાય એવો ગ્રહદશાનો સંભવ છે.

આ રાશિનાં સ્ત્રીપુરૂષોને અષાઢ સુદી ૪ ને શનિવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરૂની દશા દિન ૫૮ની બેસે તે વૈભવ અપાવે. કુળગૌરવ વધારે. શરીરમાં સૌષ્ઠવ લાવે. મન-વાંચ્છિત ફળ મળે. વ્યાપારથી ફાયદો મળે. આબરૂ વધે. બુદ્ધિ ખીલે. સુખસંપત્તિ મળે. શ્રીની સિદ્ધિ થાય. ઘરસંસારની આબાદી વધે. હૃદયબળમાં વધારો થાય. મગજશકિત પૂરબહારમાં વિકસે. મિષ્ટાન્ન મળે, અને કીર્તિપ્રતિષ્ઠામાં વધારો થાય એવું ગુણશાળી ગુરૂમહારાજની ગ્રહદશાનું ગુરુત્વાકર્ષણ છે.

આ રાશિનાં મરદઓરતોને ભાદરવા સુદી ૫ ને ગુરૂવારે ગુરૂગ્રહની દશા ઉતરીને રાહુની દશા દિન ૫૨ની બેસે તે બંધન કરાવે. આ ગ્રહ રંજકર્તા હોવાથી તે આ દિનદશામાં રંજાડે. માણસ મરણતોલ થાય. સ્વતંત્રમાંથી પરતંત્ર બનાવે. અંગ ઉપર આપત્તિ આવે. હોનારત નડે. નાણાં ગુમાવરાવે. ચિંતા જાગે. દુશ્મન વધે. હરીફ ઊભા થાય. પાછળથી સુખી રાખે. હાથમાંથી ચાલી ગયેલો ધંધોરોજગાર પાછો હાથ આવે. કમ્મર કસી કામકાજ કરવાથી દિનરાતના સતત શ્રમે જીવનનિર્વાહ

ચલાવી શકાય વ્યંવહારિક કાર્યોમા આવેલા વિઘ્નો દૂર કરાય. ઈજ્જતઆબરૂને ધોકો પહોચતો અટકાવી શકાય અને ગૃહરાણી તથા સતાનોને સતોષી શકાય, એવું રાહુગ્રહનુ દશાફળ છે.

આ રાશિવાળાને આસો વદી ૫ ને શુક્રવારે રાહુગ્રહની દશા ઉતરીને શુક્રની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનુ સુખ અપાવે આ ગ્રહદેવતા સુખદાયી હોવાથી આ દિનદશા પણ સુખદાયક નીવડે શરીરશક્તિ સચવાય લક્ષ્મીદેવીની કૃપા-દૃષ્ટિ થાય પ્રજા સુખસતોષ અનુભવે ગૃહકાર્યમા યશ પ્રાપ્ત કરાય વસ્ત્રોનો વિલાસ ભોગવાય સસારવ્યવહારની ઉપાધિઓ દૂર થાય દુ ખદર્દ નાશ પામે નોકરીચાકરીમા માલિકની મહેરબાની મેળવાય શેઠ પ્રસન્ન થતા સારા કામની કદરનાશી તરીકે ઈનામઅકરામ કે ભેટબક્ષિસ મળે વફાદારીનુ મૂલ્ય અકાય પત્નીપ્રેમ અનુભવાય બુદ્ધિબળ વધે નવા ધધારોજગારની યુક્તિપ્રયુક્તિ સૂઝે કલદારની કમાણીની નવીન દિશાનુ માર્ગ-દર્શન થાય અને મનના મનોરથ ફળે એવો શુભકારી શુક્રદેવતાનો શુભ પ્રભાવ છે

* *

## પ્રકરણ ૧૩મું

## મકર રાશિનું દશાફળ

ખ, જ. અક્ષરોની આ રાશિનાં માનવીઓને વિક્રમ સંવત ૨૦૦૦ના કારતક સુદી ૯ ને શનિવારે રાહુગ્રહની દશા ઉતરીને શુક્રની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનું સુખ અપાવે. તનબદન તંદુરસ્ત રાખે. નસેનસમાં શક્તિ અને સ્ફુર્તિ આણે. સાંસારિક ભોગવિલાસ ભોગવાવે. કલાકૌશલ્યમાં વધારો થાય. વસુ વૃદ્ધિ પામે. સંતાનને સુખસંતોષ મળે. દોસ્તદારોથી ફાયદો થાય; પરંતુ નાણાંભીડ રહેવાથી કલહ કરાવે એવું શુક્ર ગ્રહદેવતાનું દશાફળ છે.

આ રાશિનાં મનુષ્યોને પોષ વદી ૪ ને શુક્રવારે શુક્રગ્રહની દશા ઉતરીને સૂર્યની દશા દિન ૨૦ની બેસે તે પૈસાની પાયમાલી કરાવે. આ ગ્રહ વિકારી હોવાથી શરીરમાં વિકાર કરે. રોજગારની ચિંતા ઉભી થાય. મોંઢા પાસે આવેલા લાભના કોળિયા ચાલી જાય. પુરુષાર્થના પાસા ઉંધા પડે. મગજ અસ્થિર બને. ચિત્ત ચગડોળે ચઢે. ગૃહસંસારમાં ઘર્ષણ થાય. પત્નીપરિવારને સુખી-સંતોષી રાખી શકાય નહિ. કુટુંબકબિલો અવિશ્વાસની દૃષ્ટિથી દેખે. સ્નેહીસંબંધીમાં અળખામણા થવાય; પરંતુ પાછળથી ચિંતવેલું કાર્ય સિદ્ધ થાય અને ઇચ્છિત લાભ મળે એવી સૂર્યભગવાનની દશાછાયા છે.

આ રાશિનાં માણસોને માહ સુદી ૧૦ ને ગુરૂવારે સૂર્ય-ગ્રહની દશા ઉતરીને ચંદ્રની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ

તથા અર્થનો લાભ કરાવે. ધારેલી વસ્તુઓનો લાભ થાય મિત્રની મદદ અને બંધુની સહાય મળે દાનદક્ષિણા આપવાનુ દિલ થાય. પરમાર્થ, જીવદયા અને ભૂતદયાના સેવાભાવી શુભ કાર્યો કરાવે. માંગલિક પ્રસંગની પ્રાપ્તિ થાય, પરંતુ પાછળથી અંગમાં બળને સુખનો નાશ થાય એવુ રંગરસિયા ચંદ્રદેવતાનું દશાપ્રાબલ્ય છે.

આ રાશિની વ્યક્તિઓને ફાગણ વદી ૧૪ ને ગુરૂવારે ચંદ્રગ્રહની દશા ઉતરીને મંગળની દશા દિન ૨૮ની બેસે તે શસ્ત્રથી ઘાત તથા લોહીબિગાડના રોગથી પીડા કરાવે વહાલામા વધારો થાય લક્ષ્મીદેવીની પ્રસન્નતા પમાય, અને દૂરદેશાવર ધંધારોજગાર અર્થે વિચરવુ પડે, એવુ મંગળ-ગ્રહનુ દશાસામર્થ્ય છે

આ રાશિના નરનારીઓને ચૈત્ર વદી ૧૪ ને શુક્રવારે મંગળગ્રહની દશા ઉતરીને બુધની દશા દિન ૫૬ની બેસે તે સંપત્તિસુખ અપાવે આ ગ્રહદેવ બુદ્ધિદાયક હોવાથી બુદ્ધિબળ વધે શારીરિક સ્વાસ્થ્ય સચવાય મન ખુશીમા રાખે. માલપાણી મળે રોજીઆવક વધે દ્રવ્યની આમદાની થાય. ચિંતા ચૂર્ણ બને મિત્રતાનો લાભ મળે સંતતિને સુખી તથા સંતોષી રાખે, અને માનમરતબો તથા ઓદ્ધોદ્દાજ્જો ઈજ્જતઆબરૂભેર સાચવી શકાય, એવુ બુધદેવતાનું દશાબળ છે.

આ રાશિના સ્ત્રીપુરૂષોને જેઠ વદી ૧૩ ને રવિવારે બુધગ્રહની દશા ઉતરીને શનિની દશા દિન ૩૬ની બેસે તે. મંદવાડ ડગવે આ ગ્રહદેવ પીડાકારી હોવાથી પીડા કરે, પરંતુ લક્ષ્મીનો લાભ આપે અવનવા કામકાજો કરવાની યુક્તિ-પ્રયુક્તિ સૂઝે શત્રુનો ભય જગાડે કુટુંબમા કલેશ કરાવે.

પૈસાની તંગી રાખે. પરિશ્રમનાં પ્રમાણમાં પારિતોષિક અને મજૂરીના પ્રમાણમાં મહેનતાણું બદલો આપી શકે નહિ તેથી ઉરઉદાસ રહે અને સાંસારિકવ્યવહારિક રચનાત્મક કાર્યક્રમમાં વિઘ્નો લાવે એવા શનિદેવતાની દિનદશાના ગુણઅવગુણ છે.

આ રાશિનાં મરદઓરતને શ્રાવણ સુદી ૬ ને બુધવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરૂની દશા દિન ૫૮ની બેસે તે વૈભવસુખ ભોગવાવે. આ ગ્રહ પ્રતાપશાળી હોવાથી પ્રતાપવાન બનાવે. ધારેલી વસ્તુઓનો લાભ મળે. વ્યાપારથી ફાયદો થાય. આબરૂ વધે. સ્ત્રીસંતાનને આનંદમંગળમાં રાખે. ધન મળે. સ્નેહીઓમાં વધારો થાય. પર્યટન કરાવે. બુદ્ધિબળ વધે. સુખસંપત્તિ મળે, પરંતુ પાછળથી દિલગીર બનાવે; અને કફોડી સ્થિતિમાં લાવી મૂકે, એવા ગુરૂ મહારાજના દશાકાળના લાભાલાભ છે.

આ રાશિવાળાંઓને આસો સુદી ૭ ને રવિવારે ગુરૂગ્રહની દશા ઉતરીને રાહુની દશા દિન ૪૨ની બેસે તે બંધન કરાવે. આ ગ્રહ દુઃખકર્તા હોવાથી દુઃખ ભોગવાવે. ધંધારોજગારની ફિકરચિંતામાં મન મૂંઝાઈ જાય. પરંતુ પાછળથી ધારેલું કાર્ય સિદ્ધ થાય. આર્થિક અકળામણથી વ્યવહારના પાટા પરથી ઉતરી પડેલી સાંસારિક ગાડી વળી પાછી ઈષ્ટકૃપાથી પાટા પર ચઢી સામાજિક કામકાજો કરવામાં મન મશગૂલ બને અને ઈજ્જતઆબરૂ અણીને વખતે બચી જતાં ફજેતીના ફાળકા થતા અટકી જાય, એવું રડાવનાર અને હસાવનાર આ માયાવી રાહુગ્રહનું ચિત્રવિચિત્ર પરિબળ છે.

★ ★

## પ્રકરણ ૧૪મું

## કુંભ રાશિના હાલહવાલ

ગ. શ. સ. અક્ષરોની આ રાશિનાં માનવીઓને વિક્રમ સંવત ૨૦૦૦ના માગશર સુદી ૧૦ ને સોમવારે રાહુ-ગ્રહની દશા ઉતરીને શુક્રની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનુ સુખ અપાવે. અંગનુ આરોગ્ય સાચવે પૈસાની પ્રાપ્તિ કરાવે વસુની વૃદ્ધિ કરે જીવનનિર્વાહના સાધનસામગ્રીમા વધારો થાય પ્રજાને સુખ મળે માનમરતબો તથા કીર્તિપ્રતિષ્ઠા વધે સહધર્મચારિણી સુખી અને સંતોષી રહે વણજવ્યાપાર વિકસે બુદ્ધિબળ ખીલે લાગવગમા વધારો થાય મિત્રમંડળ, સ્નેહીસંબંધી, સગાવહાલા તથા કુટુંબકબિલામા આનંદઉલ્લાસનું તેમજ સુલેહશાંતિનુ વાતાવરણ છવાય, એવુ, શુક્રગ્રહનું દશાપ્રમાણ છે

આ રાશિના મનુષ્યોને માહ વદી ૩ ને શનિવારે શુક્રગ્રહની દશા ઉતરીને સૂર્યગ્રહની દશા દિન ૨૦ની બેસે તે નાણાનો નાશ કરાવે આ ગ્રહદેવતા સંતાપકર્તા હોવાથી પરિતાપ કરાવે પીંડે પીડા ભોગવાવે વેરીઓ વધે. હરીફો જાગે, પરંતુ પાછળથી પદાર્થોની પ્રાપ્તિ અને પુત્રનું સુખ મળે એવો દિન-દશાના સ્વામી સૂર્યનારાયણનો સ્વયં પ્રભાવ છે.

આ રાશિના માણસોને ફાગણ સુદ ૯ ને શુક્રવારે સૂર્ય-ગ્રહની દશા ઉતરીને ચંદ્રની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ કરાવે આ ગ્રહ સુખદાતા હોવાથી દિનદશા પણ સુખદાતા નીવડે શારીરિક સ્થિતિ સામાન્ય સંતોષકારક

રાખે. દુશ્મનો જાગે. ઉદ્વેગ થાય, પરંતુ પાછળથી ધારેલી વસ્તુઓનો લાભ સારા પદાર્થની પ્રાપ્તિથી થાય. મિત્ર તરફનું તથા બંધુવર્ગનું સુખ મળે, અને દાનધર્મ કરવાનું મન થાય એવો ચંદ્રમાનો સત્તાપ્રતાપ છે.

આ રાશિની વ્યક્તિઓને વૈશાખ સુદી ૧ ને રવિવારે ચંદ્રગ્રહની દશા ઉતરીને મંગળની દશા દિન ૨૮ની બેસે તે શસ્ત્રથી વ્યગ્ર તથા રક્તવિકારના રોગનો ભોગ કરાવે. આ ગ્રહ અશાંતિકર હોવાથી આ દિનદશા પણ અશાંતિ કરનારી નીવડે. પૈસાની પ્રાપ્તિ થાય, અને નાણાં પ્રવાસવ્યવસાયમાં ખરચાય. શત્રુનો ભય જાગે. મિત્રવર્ગ તથા બંધુસમૂહમાં કલેશ થાય, પરંતુ પાછળથી વેપાર વધારે અને તેમાં લાભ દેખાય એવું મંગળગ્રહનું નેષ્ટશ્રેષ્ટ ફળ છે.

આ રાશિનાં નરનારીઓને વૈશાખ વદી ૩૦ ને સોમવારે મંગળગ્રહની દશા ઉતરીને બુધની દશા દિન ૫૬ની બેસે તે સંપત્તિ અપાવે. આ ગ્રહ શાંતિદાતા હોવાથી આ દિનદશા પણ શાંતિદાતા નીવડે. મન આનંદપ્રમોદમાં રાખે. શરીરની શક્તિ સચવાય. સુખભોગ ભોગવાવે. લક્ષ્મીની લહેર થાય. મિત્રમંડ-ળથી ફાયદો મળે. સ્નેહીસંબંધીની સહાય સંપાદન કરી શકાય. આબરૂ વધે અને લેવડદેવડમાં લાભ થાય, એવી બુધગ્રહ-દેવતાની શ્રેષ્ટતાનું સુફળ છે.

આ રાશિનાં સ્ત્રીપુરૂષોને અખાડ વદી ૩૦ ને ગુરૂવારે બુધગ્રહની દશા ઉતરીને શનિની દશા દિન ૩૬ની બેસે તે મંદવાડ કરાવે. આ ગ્રહ સંતાપકર્તા હોવાથી આ દિનદશા સંતાપ કરાવનારી નીવડે. રોગગ્રસ્ત થવાય. નાણાંભીડ વેઠવી

પડે મગાવહાલાથી હાનિ પહોંચે. દોસ્તદારોથી નુકસાન જાય, મન ઉદાસ રાખે કુટુબમા કલેશ થાય દુશ્મનનો ભય જાગે. પરતુ પાછળથી ગૃહસસારમા સુલેહશાતિ સ્થપાય અને સપ૮પ થાય, તેમજ ધનપ્રાપ્તિનો લાભ મળે એવુ ભાગ્યચક્ર ભાખે છે

આ રાશિના મરદઓરતને ભાદરવા વદી ૭ ને શનિવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરૂની દશા દિન ૫૮ની બેસે તે વૈભવ અપાવે આ ગ્રહ શ્રેયકર્તા હોવાથી આ દિનદશા પણ શ્રેયસ્કર નીવડે ધારેલી વસ્તુઓનો લાભ થાય વ્યાપારથી ફાયદો મળે બુદ્ધિ વધે ભોગવિલાસ ભોગવાવે સન્માન-સત્કાર અપાવે સહકારસહાય સપાદન કરી શકાય શારીરિક સુખસમૃદ્ધિ આપે નવી સતતિના શુભ સમાચાર સભળાવે શ્રીસપત્તિ મળે નાણાભીડ મટાડે ઇજ્જતઆબરૂ વધારે, તેમજ વસ્ત્રઅલકાર ઇત્યાદિની પ્રાપ્તિ કરાવે, એમ ભવિષ્યવાણી કહે છે

આ રાશિવાળાઓને વિક્રમ સવત ૨૦૦૧ના કારતક સુદી ૭ ને મગળવારે ગુરૂગ્રહની દશા ઉતરીને રાહુની દશા દિન ૪૨ની બેસે તે બધન કરાવે આ ગ્રહ અશ્રેયકર્તા હોવાથી આ દિનદશા પણ અશ્રેયસ્કર નીવડે શરીરે સકટ ભોગવાવે લક્ષ્મીની હાનિ થાય વેરીઓ વૃદ્ધિ પામે વિમાસણ વધે માણસ મરણતોલ બને છતા પણ પાછળથી માનપ્રતિષ્ઠામા વધારો થાય અને ઘરસસાર સુખી, સતોષી તેમજ સમૃદ્ધિશાળી બને, એવુ ગ્રહરાશિ સભળાવે છે

★ ✶

## પ્રકરણ ૧૫મું

# મીન રાશિની દશાસ્થિતિ

દ **ઝ. ચ. થ. ઞ.** અક્ષરોવાળી આ રાશિનાં માનવી-
૭, વીઓને વિક્રમ સંવત ૨૦૦૦ના કારતક વદી ૧૨ ને બુધવારે ગુરૂગ્રહની દશા ઉતરીને રાહુની દશા દિન ૪૨ની બેસે તે બંધન કરાવે. દેહે દુઃખ દે. નાણાંનો નાશ થાય. ઘરસંસારમાં ઉત્પાત જાગે. સ્નેહીને શત્રુ બનાવે. મિત્રોહરીફો થાય. પોતાનાં પરાયાં બને. સગાંવહાલામાં ખટખટ જાગે. પતિપરિવાર અસંતોષી રહે. ધંધારોજગાર ભાંગી પડે. ગુજરાન ચલાવવું મુશ્કેલ થઈ જાય. માણસને જીવતું મડદુ બનાવે, તેમજ દરેક કાર્યની હાનિ પહોંચાડે, એવી ગ્રહમંડળ ગર્જના કરે છે.

આ રાશિનાં મનુષ્યોને પોષ સુદી ૯ ને મંગળવારે રાહુ-ગ્રહની દશા ઉતરીને શુક્રની દશા દિન ૭૦ની બેસે તે સર્વ પ્રકારનું સુખ અપાવે. આ ગ્રહ શક્તિશાળી હોવાથી આ દિન-દશા શક્તિશાળી નીવડે. પીંડ પ્રતાપી બનાવે. બુદ્ધિ પ્રભાવશાળી થાય. વસુની વૃદ્ધિ થતાં આર્થિક અભ્યુદય કરાવે. મિત્રોનો મેળાપ થાય. પ્રજાને સુખ મળે. પ્રેમનાં પ્રદર્શન ભરાય, અને દરેક રીતે લાભ મળે એમ રાશિમંડળ કહે છે.

આ રાશિનાં માણસોને ફાગણ વદી ૩ ને સોમવારે શુક્ર-ગ્રહની દશા ઉતરીને સૂર્યની દશા દિન ૨૦ની બેસે તે નાણાંનો

નાશ કરાવે આ ગ્રહ હાનિકર્તા હોવાથી આ દિનદશા પણ હાનિ કરનારી નીવડે તનબદન નરમગરમ રાખે આવકની ફિકર પેસે કલેશકકાસ જાગે નોકરીચાકરી જાય ધધોરોજગાર બધ થાય ધારેલા કામ પાર પડે નહિ આગનો ભય જાગે, અને બાળગોપાળ માટે ફિકર કરાવે ખોટા ખરચ થાય. દુશ્મનનો ભય જાગે સ્નેહીમિત્રો તથા સગાવહાલામા કલેશકકાસ થાય, કદાચ દેશકાળ તથા સ્થિતિસજોગો જોઇને જીવનનિર્વાહ માટે કમાવાને દૂરદેશાવર પણ જવાનુ થાય એવુ જ્યોતિષ-શાસ્ત્ર જણાવે છે

આ રાશિની વ્યક્તિઓને ચૈત્ર સુદી ૯ ને રવિવારે સૂર્ય-ગ્રહની દશા ઉતરીને ચદ્રની દશા દિન ૫૦ની બેસે તે ધર્મ તથા અર્થનો લાભ કરાવે આ ગ્રહ ઉત્તમ હોવાથી આ દિન-દશા પણ ઉત્તમ નીવડે ધારેલી વસ્તુઓથી ફાયદો અપાવે પત્નીપરિવારને સુખી, સતોષી, આનન્દઉલ્લાસ કરતા રાખે લક્ષ્મીની અમીદૃષ્ટિ થાય કીર્તિ મળે વિજય પ્રાપ્ત કરે. સ્ને-હીની સહાય સપાદન કરાય બધુવર્ગનુ સુખ મળે, પરતુ પાછળથી રોગી બને અને ખર્ચ વધે તેમજ દાનધર્મ કરવુ પડે એવુ ગણિતવિદ્યા ગણાવે છે

આ રાશિના નરનારીઓને જેઠ સુદી ૨ ને બુધવારે ચદ્રગ્રહની દશા ઉતરીને મગળગ્રહની દશા દિન ૨૮ની બેસે તે શસ્ત્રથી ઘાત તથા રોગથી પીડા કરે આ ગ્રહ નેષ્ટ હોવાથી આ દિનદશા પણ નેષ્ટ નીવડે લોહીવિકારના દુખ-દર્દથી અશક્ત બનાવે દુશ્મનોથી ડરવુ પડે મિત્રમડળ

નારાજ થાય. ભાઈભાંડુ ઈતરાજી કરે. આવક બંધ થઈ જઈ ખર્ચ કરવાનું ચાલુ રહેતાં જીવનનિર્વાહ માટે કમાણી કરવાની ફિકર જાગે. પ્રતિસ્પર્ધીઓ વધે. અપમાન કરાવે. પૈસાની પાયમાલી થાય. ઔષધોપચાર, દોરાધાગા, બાધારાખડી અને જપઅનુષ્ઠાન કરવાકરાવવામાં નછૂટકે નાણાંનો વ્યય કરવો પડે, અને ઘરસંસાર ઉદ્વેગઉત્પાતમાં દિનરાત નિર્ગમન કરે એવું પ્રશ્નફળ પરથી પેખાય છે.

આ રાશિનાં સ્ત્રીપુરૂષોને અષાઢ સુદી ૨ ને ગુરૂવારે મંગળગ્રહની દશા ઉતરીને બુધની દશા દિન ૫૬ની બેસે તે સંપત્તિ અપાવે. આ ગ્રહ શુભ હોવાથી આ દિનદશા પણ શુભકારક નીવડે. કુટુંબકબિલાને આનંદકલ્લોલ કરાવે. કલદાર, કંચન અને કામિનીની મહેરબાની મળે. તનબદન તાકાત-તાઝગીવાળું રાખે. મગજ જોશજોમવાળું બનાવે. જીગર સ્ફુર્તિ-ચેતનવંતુ કરે. સ્નેહીસંબંધીનો સહકાર મળે. સગાંવહાલાં સહાય આપે. મિત્રમંડળ સહાનુભૂતિ દર્શાવી નાતજાતમાં સન્માનસત્કાર થાય. પરંતુ બુધ નિર્બળ ગ્રહ હોવાથી પાછળથી કદાચ દરેક વસ્તુની હાનિ પહોંચે એવું મહાદશા પરથી દેખાય છે.

આ રાશિનાં મરદઓરતને ભાદરવા સુદી ૨ ને રવિવારે બુધગ્રહની દશા ઉતરીને શનિની દશા દિન ૩૬ની બેસે તે મંદવાડ કરાવે. આ ગ્રહ ખરાબ નિસલતનો હોવાથી આ દિનદશા પણ ખરાબ પરિણામ લાવનારી નીવડે. પૈસાની પાયમાલી થાય. ગૃહકંકાસ જાગે. વહાલામાં વેર કરાવે. અક્કલ-હોશિયારી બહેર મારી જાય. કલેજું કમજોર બની જાય અને

આ ગ્રહ દંગલકર્તા હોવાથી સંસારવ્યવહારમાં દંગલ થાય. પીંડ પિત્તવર્ણો બનવા પામે, એવું અંતરદશા ઉપરથી જણાય છે

આ રાશિવાળાઓને આસો સુદી ૯ ને મંગવારે શનિગ્રહની દશા ઉતરીને ગુરૂની દશા દિન ૫૮ની બેસે તે વૈભવ અપાવે. કાયા કંચનવર્ણી થાય વસ્ત્રાભૂષણથી દેહને દેદિપ્યમાન બનાવે આ ગ્રહ સારો હોવાથી આ દિનદશા પણ સારૂ ફળ આપનારી નીવડે મનના મનોરથ ફળે વણજવ્યાપારથી વસુની વૃદ્ધિ થાય ઈજતઆબરૂ વધે ભોગવિલાસ ભોગવાવે. બુદ્ધિબળ બળવાન બને આમોદપ્રમોદ કરાવે. સુખ તથા સંપત્તિ મળે, પરંતુ આવક કરતા જાવકનુ ત્રાજવુ નમતું જાય, અર્થાત ખર્ચ વધે અને શરીરે પીડા થાય એવો દિનદશાનો યોગ છે

★ ★

# પ્રકરણ ૧૬મું

## બારે રાશિનું વાર્ષિક ભવિષ્ય

વિક્રમ સંવત બે હજારની સાલમાં બારે રાશિવાળાંનું વાર્ષિક ભવિષ્યફળનું પારાયણ જ્યોતિષશાસ્ત્ર અનુસાર નીચે પ્રમાણે છે:–

**મેષ રાશિ (અ. લ. ઈ.)**વાળાં માનવીઓ માટે લોઢાના લાલચોળ પાયે પ્રારંભાતા વર્તમાન વરસમાં સનેપાત કરાવનાર શનિદેવતાની પીડાકર્તા પનોતીના પ્રતાપનો સંતાપકર્તા સમય નથી તે શ્રેયસ્કર છે. પણ આ સાલમાં રંજાડનાર રાહુગ્રહ ચોથા સ્થાનમાં બિરાજે છે. ગુરૂત્વાકર્ષણ કરનાર ગુરૂદેવ પણ ચોથા ભૂવનમાં અડ્ડો જમાવી પડયા છે. તેઓ પંચમ સદનનો પ્રવાસ કરીને પાછા ચોથા સ્થળમાં આગમન કરશે. આ અનુસાર ગૌરવશાળી ગુરૂગ્રહના અવળાસવળી પ્રસ્થાનપરિવર્તનના પ્રતાપે દ્રવ્યનો દુરૂપયોગ થાય. કાયા કંચનવર્ણી મટીને પિત્તવર્ણી બને. મસ્તકમાં નક્કામા અનેકાનેક તરંગી વિચારો ગુંચાયા કરે. હૃદયમાં અવનવાં આવરણો ઉત્પાત જગાવે. ગૃહમંદિરમાં અશાંતિ ઊભી થાય. મગજને નિરૂપયોગી કાર્યોનો ખોટો ભાર અસ્વસ્થ બનાવી મૂકે. ધંધાધાપામાં ધબડકો વળી જાય. કમાણીનાં પાટિયાં બેસી જતાં જીવનનિર્વાહની સાધનસામગ્રી સંપાદન કરવાને ચિત્રવિચિત્ર ફિકર મનને મૂંઝવી નાંખે. ધીરજ, હિંમત અને સંતોષથી ભગવાનને ભરોસે દિનરાત વિતાવવાથી મુશ્કેલીનો માર્ગ જડે. પત્નીપરિવાર તથા કુટુંબકબિલા સાથે

શાંત હૃદય અને ઠંડા મગજે સમજીને વર્તવાથી મહામુશીબતે ઈજ્જતઆબરૂભેર વરસ વિતાવી શકાય, એવી ભાગ્યચક્રની ભવિષ્યવાણી પરથી ભાસે છે

**વૃષભ રાશિ (વરખ=બ. વ. ઉ.) :** આ રાશિવાળા મનુષ્યોને લોખંડના વજ્ર પાયે આરંભાતા આ સાલમા સંતાપકર્તા શનિગ્રહની પીડાકર્તા પનોતી ઉતરતી હોવાથી શરીરસુખાકારી સારી રહે નહિ સો ટચના સોના સરખો દેદિપ્યમાન દેહ પિત્તળના પૂતળા જેવો પિત્તવર્ણો બની જાય સ્થિતિસંજોગો સંભાળીને ચાલવામા ના આવે તો ઈજ્જતની રેવડી થાય ઘેટા માફક આંધળો ઈતબાર રાખવામા આવે અને પારકી અક્કલથી ચાલવામા આવે તો ફજેતીના ફાળકા થાય દેશકાળ જોયા સિવાય અવિચારી યાહોમ કરનારૂ પગલુ ભરતા આગાઉ ઠંડા કલેજે અને ટાઢા મગજે હૃદયને પૂછી જોજો કે જેથી શેખચલ્લીની માફક લોભિયા બનવા જતા માળાના મૂળગા ચે જતા રહેતા રાંડયા પછીના ડહાપણ જેવો ઘાટ ના થાય મતલબી મિત્રમંડળની ઘરપંચાતથી દોઢ ગાઉ દૂર રહેજો, નહિ તો પારકી પંચાતમા પડતા ઘરના છોકરા ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો જેવુ ન બને સ્વાર્થસાધુ સગાસંબંધીની ભાંજગડોથી બાર માઈલ વેગળા રહેજો, નહિ તો પારકી બલા ગળે વળગવા જેવુ ના થાય ધનના ઉલ્કાપાતનો અનિષ્ટ યોગ છે. માટે સમય વર્તે સાવધાન રહેજો રાંડીરાંડની માફક નાહિંમત બનશો તો ચિત્ત ચગડોળે ચઢશે, મુક્તિનો માર્ગ મળશે નહિ અને અમૂલ્ય અવસર ચાલી જતા સોના સાઠ કરવા પડશે. હુન્નરઉદ્યોગને ચીવટાઈથી વળગી રહેજો ધંધાધાપામાથી ઘેર

બેસવું પડે તો ગાંઠના ગોપીચંદન કરવાનો વખત આવશે. કલા-કૌશલ્યને ઝાલી રાખજો નહિ તો જીવનનિર્વાહનું સાધન હાથ-માંથી છટકી જતાં ગુજરાન કરવું વસમું થઈ જશે. વણજવ્યાપાર કાળજીથી કરજો; નહિ તો પ્રતિષ્ઠા પર પાણી ફરશે. નોકરી-ચાકરી સંભાળીને કરજો; નહિ તો બેકાર મંડળમાં સભ્યપદ નોંધાવવું પડશે. દીર્ઘ દૃષ્ટિથી બુદ્ધિપૂર્વક વ્યવસાય ચાલુ રાખશો તો આગેકદમ આગેકૂચ કરી ધ્યેયસિદ્ધિ કરી શકશો, એવું ગ્રહરાશિના યોગાનુયોગ ઉપરથી લાગે છે.

**મિથુન રાશિ ( ક. છ. ઘ. ):** આ રાશિવાળાં માણસોને સાડાસાતના સપાટે ચઢતાં રાયના રંક અને રંકના રાય બનાવનારી શનિગ્રહની ઉથલપાથલનો અનુભવ થયો છે, દુઃખીદરિદ્રી બનવું પડયું છે, નાણાંભીડની નાગચૂડમાં ભીંસાવું પડયું છે અને હજુ પણ દ્રવ્યની સખત ખેંચતાણમાં મને કે કમને દિનરાત વિતાવવાં પડશે. ગુપ્ત અકળામણ તથા પશ્ચાત્તાપ કરવો પડવાનો. પણ રાંડયા પછીનું ડહાપણ શું કામનું ? ઘરરખ્ખુ ગૃહિણી સંદવાડને બિછાને પટકાઈ પડવાનો યોગ છે. ઔષધો-પચાર કાળજીથી કરવો. ગુણિયલ ઘરરાણીને વીલી મૂકશો નહિ; નહિ તો હાથે ચૂલો ફૂંકવો પડે એવો વિપરિત વખત આવશે. બાળબચ્ચાંના શરીરસ્વાસ્થ્યને સંભાળજો; નહિ તો બાંડી બકરીના કોઈ શુકને ના જુએ એવો માઠો સમય જોવો પડશે. ઉપરથી ઈન્દ્રવરણાના ફળ જેવા રૂપાળા દેખાતા કોઈ સોનેરી ટોળીના સભ્યની મધલાળથી ભરમાશો નહિ નહિ; તો દગાફટકાનો સપાટો લાગતાં આબરૂનું લીલામ થશે. પરાયાંને પોતાનાં બનાવવાના

લોભમાં પડશો નહિ, નહિ તો લોભિયા વસે ત્યાં ધૂતારા ભૂખે ના મરે એ કહેવત મુજબ ભૈરીછોકરાને ભિખારી બનવુ પડશે. થોડુ કહ્યુ ઘણુ કરીને માનજો સુજ્ઞને વિશેષ શુ કહીએ ? માતાપિતાની સેવાચાકરી કરજો, નહિ તો ગફલતમાં રહેતા છત્રવિહોણા બનવુ પડશે તિજોરીનુ તળિયુ તપાસીને ખર્ચખટણુ કરજો, નહિ તો ખાનદાનીના ખપ્પરમા હોમાઈ જઈ દેવાદાર બનતા દરિદ્રોની જમાતમા નામ નોધાવવુ પડશે મનની મૂઝવણુથી હિમત હારી જશો નહિ ઉતાવળા સો બહાવરા, ને ધીરા સો ગભીર એ કહેવત લક્ષમા લઈ મુશ્કેલીમાથી માર્ગ કાઢજો, નહિ તો વ્યાજખાઉ મૂડીવાદીના નામાના ચોપડા રૂપી કતલખાને બેધારી તલવાર જેવી કલમ રૂપી મીઠી છૂરીના ભોગ બનતા ઘરબાર ચાલી જઈ ધર્મશાળામા વાસો કરવો પડશે, એમ વિધાત્રીના વિધાન પરથી પેખાય છે

**કર્ક રાશિ ( ડ. હ. ):** આ રાશિની વ્યક્તિઓએ ચાલુ સવત્સર અતિશય કાળજીપૂર્વક વિતાવવા અનહદ આવશ્યકતા છે આસ્માનીસૂલતાની કરાવનાર શનિદેવની આકાશપાતાળ એક કરાવનારી પનોતીદેવીનો બિહામણો પજો મસ્તક ઉપર આવી ચૂકયો છે આથી શિરદર્દ ઉપડે તેજસ્વી ત્રાબાના પવિત્ર પાયે પ્રારભાયેલા ગત વર્ષ કરતા ચાલુ વર્ષ ચમકદાર ન નીવડે મગજ અસ્વસ્થ બને કીર્તિના કાકરા કરનાર અસત્ય આક્ષેપોનુ અસહ્ય આક્રમણ થાય મફતની માથાફોડ વિશેષ કરવી પડે દ્રવ્યનો દુર્વ્યય થઇ જાય દેવાદાર હાલતમા મૂકાઈ જવાનુ બને પુરુષાર્થ પાગળો થાય નાખેલા પાસા ઊધા પડે.

કાર્ય નિષ્ફળ થતાં અપકીર્તિ વહોરવી પડે. મોં પાસે આવેલા કોળિયા ચાલી જાય. સ્ત્રીસંતાનની ફિકર મનને મૂંઝવી નાંખે. સ્નેહીઓ શત્રુ બને. નોકરીચાકરી છૂટી જાય. એટલા ઘસવાનો વખત આવે. ધંધાદારી હો તો સાવચેતીથી વર્તો. પાછળથી પસ્તાવું ના પડે તેની સંભાળ રાખો. ઘરસંસારમાં શોકાતુર બનવું પડે એવું અશુભ પરિણામ આવવાનો સંભવ છે. માટે રોગચાળાનાં પગરણ થતાં સાવધાન થઈ જઈ અનુભવી વૈદ્ય-હકીમ દાકતરનાં દવાદારૂ કાળજીપૂર્વક કરવાની આગ્રહભરી સલાહ છે. દર્દીની ખંતીલી માવજતની સાથે ઘરબાર પણ સંભાળવાની સતત કાળજી રાખવી; નહિ તો ઉજળા ઠગો હાથ-ચાલાકી અજમાવી જતાં ઘરનું ઘંઘોલિયું થઈ જવાનો સંયોગ છે. રોજિંદો ખર્ચો ખિસ્સાંપાકીટ તપાસીને કરવો; નહિ તો વસુ વિનાના નર પશુ ગણાવાનું ગ્રહબળ છે. વણનોતર્યાં પરોણા-ઓનો આતિથ્યસત્કાર નાણાંકોથળી જોઈને કરવો; નહિ તો વધારે પડતી મોટાઈ લેવા જતાં મોંઘવારીની મહામારીને લીધે દુકાળમાં અધિક માસ જેવું થઈ પડવાનું રાશિફળ છે. જીવનની જરૂરિયાત પૂરતો જ પૈસાનો વ્યય કરવો; નહિ તો નિર્ધનતાના ભૂખમરાનો કાતિલ પંજો મસ્તક ઉપર ઉગામાવી સમયબળ હેરાનપરેશાન કરી મૂકે, એમ લલાટના લેખ પરથી દેખાય છે.

**સિંહ રાશિ ( મ. ટ. ):** આ રાશિનાં નરનારીએ ચક-ચકિત ચાંદીના ચળકતા પાયાથી આરંભાયેલા ગત વર્ષમાં લક્ષ્મીનો લાભ લીધો, કલદારની કમાણી કરી, આનંદઉલ્લાસ અનુભવ્યો, ભોગવિલાસ ભોગવ્યો, વસંતવિહાર કર્યો, શૃંગાર ગુંજારવાની લહેજત માણી, ધમધોકાર ધંધોધાપો ચલાવ્યો, મન-

માન્યા કલાકૌશલ્ય ખિલવ્યા, મરજી મુજબ હુન્નરઉદ્યોગો ખેડયા, બેહદ સાહસ ખેડયા અને બેશુમાર તિજોરી તર કરી અને દિલપસદ કાર્યો સફળ કર્યા; તોયે હજુ છપી ફિકર હૃદયને વલોવી રહી છે આ ગુપ્ત મનોમથનના પ્રતાપે શરીરમાથી સ્ફુર્તિ ઊડી જાય છે મગજ અસ્થિર બને છે કાન બહેર મારી જાય છે મતિ મદ થાય છે કલેજુ કમજોર થાય છે હિમત ચાલતી નથી અને પગ પાછા પડે છે આ અનિષ્ઠ વાતાવરણનુ મૂળ કારણ રજાડનાર રાહુગ્રહ બારમા ભૂવનમા સ્વારી લાવેલ છે તે છે બારમુ સદન વ્યય સ્થળ અને બારમો રાહુ ઘાતકર્તા ગણાય છે માટે શારીરિક શક્તિસ્વાસ્થ્ય સભાળવાની જબરજસ્ત જરૂર છે અગના આરોગ્યને જોખમમા મૂકી દે તેવી સજોખમની વ્યાધિથી મદવાડને બિછાને ઝડપાઈ જવાનો સભવ છે ધન માટે ગુપ્ત મૂઝવણ વધવાનો સજોગ છે બારમા ભૂવન તથા પ્રથમ સદનના ગુરૂમહારાજે વખતોવખત અવરજવર કરવાથી લક્ષ્મી વાસ્તે મહાન ઉલ્કાપાત મચાવે એમ ભાસે છે નેવના પાણી મોભે જાય તેમ શ્રીમત શેઠશાહુકારનો રક રાહદારી અને ગરીબ ભિખારીનો અમીર છત્રધારી થઈ જાય એમ ગ્રહમડળ પરથી જણાય છે

**કન્યા રાશિ (પ. ઠ. ણ)** : આ રાશિના સ્ત્રીપુરૂષોએ સુવર્ણ-માયાની સોનેરી શરૂઆતથી ગઈ સાલમા દ્રવ્યની છૂટના પુણ્ય પ્રતાપે હિમતે મર્દા તો મદદે ખુદા એ કહેવત લક્ષમા લઈ ચાહોમ સાહસ ખેડી વધુવ્યાપારમા નોટોમા બડલ બાધ્યા. બુદ્ધિબળથી નાણાની લેવડદેવડથી ધધાધાપામા ધીરધાર કરી

કલદારની કોથળીઓ ભરી. યુક્તિપ્રયુક્તિથી સ્થાવરજંગમ મિલકતોમાં ઊંધુંચ-તું કરી ધનના ઢગલા કર્યા. લાગવગ અને વગવસીલાથી ગરીબોની ગરદનો ઉપર ખૂની ખંજર ચલાવી તેમનાં ઘરબાર, રાચરચીલું, ઢોરઢાંખર હરાજીથી લીલામ કરાવી તિજોરીઓ તર કરી; તો યે હજુ સંતોષ વળતો નથી ને સગજનું દહીં કરી નાખી કોનું પડે ને મને જડે એવી ખોરા ટોપરા જેવી દાનતે હડકાયું જીવન ગાળી રહ્યા છે. હવે જો વિશેષ લોભ કરવા જશો તો લોભિયા વસે ત્યાં ધુતારા ભૂખે ના મરે એ ન્યાયે કોઈ સોનેરી ટોળીના ચલતા પૂર્જાના સપાટામાં ફસાઈ જશો અને સરવાળે ગોળને પાણીએ નાહી નાખવાનું મોટું મીંડું વળી જશે. માટે ધાર્મિક અને પારમાર્થિક, જીવદયા અને ભૂતદયાનાં આશિર્વાદ આપનારાં માંગલિક કામકાજોમાં મન પરોવો, અને દયાધર્મનાં કામો કરો તો તેના પુણ્ય પ્રભાવે અન્ય રચનાત્મક કાર્યક્રમમાં ઉત્સાહ આવશે. પત્નીપરિવાર સુખી સંતોષી બનતાં સુવર્ણમાં સુગંધ ભળવાનો સુમેળ સધાશે. કુટુંબ-કબિલાની કીર્તિપ્રતિષ્ઠા વધશે અને જાતજાતમાં માનમરતબાસાં યશકલગીનો વધારો થશે; તેમજ સ્વદેશસેવામાં કટિબદ્ધ થશો. રાષ્ટ્રરક્ષકની પદવી મળશે. માટે ઘૂઘવતો મહાસાગર ડહોળી વળ્યા છો તો હવે કિનારે સાધારણ પાણીમાં ડૂબી મરવાનો અશુભ સમય ના આવે એની ખાસ સાવચેતી રાખજો; નહિ તો આખી જિંદગીની કમાણી આખરે ધૂળધાણી થઈ જશે. માટે સાવચેત રહેજો. હજુ પણ પુરૂષાર્થના પાસા પોબાર પડશે. ગૃહમંદિરમાં નૂતન બાલકનું નવીન પારણું બંધાશે. આનંદમંગલ ગવાશે. સંકટ સહેવાની અશાંતિની ઘોર અંધારી રાત્રિઓ વીતી ચૂકી છે; હવે સુખશાંતિના સૂર્યપ્રકાશનું સુવર્ણ

પ્રભાત ઊગવાનો અમુલ્ય અવસર સમિપ આવવાના માંગલિક ચોઘડિયા સભળાશે, એમ રાશિચક્રબળનો સયોગ છે

**તુલા રાશિ (ર. ત.) :** આ રાશિના મરદઓરતો માટે શુકનિયાળ ચાદીના શુભ પાયે પ્રારંભાતા આ વરસના ગ્રહયોગો અભ્યુદય કરાવનારા છે દેશકાળ અને સ્થિતિસજોગ અનુસાર સુસદ્દીગીરીથી હિમતપૂર્વક દૃઢ નિશ્ચયબળથી કાર્ય કરવાથી સફળતા સપાદન કરી શકાય શ્રમના પ્રમાણમા લાભ ઉઠાવાય. ધધારોજગારમા કમાણી કરાય પૈસાની પ્રાપ્તિ થાય લાબા વાખતની ફિકર મટી જાય. તનબદન તાકાતતાજગીવાળુ રહે પત્નીપરિવારનુ શરીરસ્વાસ્થ્ય જોશજોમવાળુ બને ભોગવિલાસ ભોગવાય. સુખીશાતિ મળે સુલેહશાતિ સચવાય દ્રવ્યનુ દળદર દૂર થાય પ્રત્યેક વિષયમા ફાયદો મળે આસમાનના તારા ગણાવનાર શનિગ્રહદેવતાના સતાપનાર સત્તાઅધિકાર ચાલી જવાથી અને દરેક પ્રકારે પાયમાલ કરનાર પનોતીદેવીની ખાનાખરાબી કરાવનાર અધિકાર છાયાનો ડર જતો રહેવાથી ધોળી ચીજના ધધાધાપાથી કલદારની કમાણી કરી શકાય. સ્રીસતતિને સુખીસતોષી રાખી શકાય ઋણમુક્ત થવાય. મિત્રમડળની મદદ મળે સ્નેહીસબધી સહાય કરે કુટુબકબિલાથી માનમરતબો સચવાય નાતજાતથી ઈજ્જતઆબરૂ વધે. નોકરીચાકરીમા શેઠ, માલિક અને ઉપરીઅધિકારીનો પ્રેમ સપાદન કરી શકાય બુદ્ધિબળ વિકસે યુક્તિબળ ખીલે આર્થિક શક્તિ વૃદ્ધિ પામે ગીરો મૂકેલી વસ્તુઓ કરજમુક્ત કરી શકાય. દેવુ ફેડી શકાય સંસારવ્યવહારના કામકાજો નિર્વિઘ્ને પાર પડે સન્માનસત્કાર થાય ધાર્મિક વૃત્તિ રહે પ્રવૃત્તિશીલ પ્રકૃતિ

અને. ઉદ્યમી જીવન જીવાય. ઘરસંસાર ચલાવવામાં અને જીવન-નિર્વાહ કરવામાં વાંધો આવે નહિ; અર્થાત એકંદર રીતે ગયાં વરસો કરતાં આ વરસ સારૂં નીવડે, એવો ભાગ્યલેખાની ભાગ્ય-રેખાનો સંજોગ છે.

**વૃશ્ચિક રાશિ (ન. ય.):** આ રાશિવાળાંને બરબાદી પછી આબાદી, ખાનાખરાબી પછી જહોજલાલી, રાત્રિના અંધકાર પછી દિવસનો પ્રકાશ—એવા ઊલટપાલટ અનુભવ થાય. પણ એમ સુખ દુઃખની ઘટમાળ બ્રહ્માંડભરમાં ચાલ્યા જ કરે છે; માટે અવનતિમાં ગભરાઈ જવું ના જોઇએ અને ઉન્નતિમાં છલકાવું ના જોઈએ. ચઢતીપડતીના ચક્રમાં વિશ્વનિયંતાને વિસારવો ના જોઈએ. લાલચોળ લોઢાના વજ્ર પાયે પ્રારંભતા વર્તમાન વરસમાં ભરનીગળના ઊંધાચત્તા નફા-નુકસાનનાં પરિવર્તન મને કે કમને પણ સહેવાં જ પડશે. વણજવ્યાપાર જમીનદોસ્ત થઇ જશે. કલાકૌશલ્ય ભસ્મિભૂત બનશે. હુન્નરઉદ્યોગ ભાંગીને ભૂકો થશે. બુદ્ધિચાતુરી સારી સારી સ્ફુરશે. નોકરીચાકરી માટે ફિકર ઓછી રાખશે. ધંધારોજગાર માટે ચિંતા કરાવશે. નાણાંભીડ મનને મૂંઝવી નાખશે. તબિયત નાદુરસ્ત રહેશે. ધારેલાં કાર્યોમાં વિટંબણાઓ ઊભી થશે. ગૃહરાણી અને બાળગોપાળ માટે અસંતોષકારક તંદુર-સ્તીનું વાતાવરણ ઊભું થતાં કાળજીપૂર્વક ઔષધોપચાર કરવા પડશે. ધર્મનિષ્ઠ તથા નીતિમાન અને ન્યાયપરાયણ રહી શકાશે. ભગવાનની ભક્તિથી ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થશે. મનોરથ ફળશે. કુટુંબકબિલાની કાયા કંચનવર્ણી બનશે. વસ્ત્રાભૂષણથી દેહ દેદિપ્યમાન થશે. ઈષ્ટકૃપાથી ઇજ્જત-

આખરૂ તથા "મોભ્ભોદરજ્જો સાચવી શકશે પારમાર્થિક કાર્યો થઇ શકે આશિર્વાદના કામો બની શકે દયાભાવ દાખવી શકાય સ્નેહીસબધીની સહાય મળે સગાવહાલા સહકાર આપે મિત્રમડળી મદદ કરે. ભાઈભાડુ સહાનુભૂતિ દર્શાવે, અને સુખશાતિથી વરસ વિતાવી શકાય એવુ પ્રારબ્ધનુ પ્રાબલ્ય છે.

**ધન રાશિ (ભ. ધ. ફ.)** : આ રાશિના માનવીઓ સુશોભિત સુવર્ણના પાયે પ્રારભાતા વર્તમાન વરસમા ધમાચકડી મોટા પ્રમાણુમા કરી મૂકે, પણુ સપૂર્ણ રીતે વિજયવત નહિ થવાથી મગજ અશાત અને હૃદય અસ્વસ્થ બનશે ઊચાનીચા કરી મૂકનાર કઠણુ કાળજાના શનિગ્રહદેવતા સમિપે સ્વારીમુકામ લાવીને કરડી દૃષ્ટિથી નિહાળી રહ્યા છે ગભરામણુ કરાવનાર ગુરૂદેવતા પણુ આડાઅવળા આઠમા મૃત્યુભુવન અને નવમા ભાગ્યસદનમા બિરાજમાન થતા હોવાથી મહામુશીબતમા મૂકાઈ જવાનો યોગ છે નોકરચાકર હો તો કાળજી રાખજો, ધધાદારી વ્યાપારી હો તો સાવચેત રહેજો, ખેલાડીકબાડી હો તો અક્કલહોશિયારીથી વરતજો, સેવક કે દાસ હો તો પ્રમાણિકતાથી ફરજ બજાવજો, નહિ તો વ્યવસાય છૂટી જતા ટકાના ત્રણુ અને ઉપર બે માગ્યા થઈ જતા વાર નહિ લાગે નોકરચાકરોએ નોકરીચાકરી હાથે કરીને છોડવી નહિ, ધધાદારી વ્યાપારીએ ઇરાદાપૂર્વક વેપારરોજગાર બધ કરવો નહિ ખેલાડીકબાડીએ જાણી જોઈને વ્યવસાય અટકાવવો નહિ અને સેવક કે દાસે બેદરકારીથી ગુજરાનનુ સાધન ગુમાવી દેવુ નહિ, નહિ તો નિરૂદ્યમી દરિદ્રીમા ગણુતરી થશે, ઉપદ્રવી બેકાર મનાશો, જનતાની આખે ચઢશો, દોરગી દુનિયા ચાહે.તેવા આક્ષેપોથી

સત્કારશે, મરજીમાં આવે તેવી પુષ્પાંજલિથી નવાજશે, મનફાવતાં વિશેષણોથી જશબત્રીસીએ ચઢાવશે. માટે સૃષ્ટિનિયંતા ઉપર શ્રદ્ધા રાખી પ્રમાણિક પુરૂષાર્થ કરવો ચાલુ રાખશો, પૂજ્યોને સભ્યતાથી સન્માનશો, મુરબ્બીઓ સાથે વિવેકથી વર્તશો અને વડિલો પ્રત્યે નમ્રતા તેમજ વિનય રાખશો, તો શ્રીશંકર ભગવાન તમારૂં પાલન,પોષણ, સંરક્ષણ અને સંવર્ધન કરશે એવા ભાવિનિર્માણના સંજોગ છે.

**મકર રાશિ ( ખ. જ. ):** આ રાશિનાં મનુષ્યોને ગત સાલ સરખું વર્તમાન વરસ સુખશાંતિ અને સુલેહસંપથી વિતવાનો ગ્રહયોગ નથી. માટે નોકરચાકરોએ સત્તાધીશ અધિકારીથી સાવધાન રહેવું; નહિ તો અસંતોષ ઊભો થાય એવી કિસ્મતની કરામત છે. ગફલતમાં રહેવાથી હાનિ પહોંચે એવી તકદીરની તાસીર છે. બેવફા બનવાથી ધંધોધાપો ગુમાવી બેસાય એવાં નસીબનાં નખરાં છે. માટે કાળજી રાખવી. પ્રમાણિકતાપૂર્વક ઉત્સાહભેર ખંતથી ફરજ બજાવવી. આળસપ્રમાદને તિલાંજલિ આપવી. સુસ્તીબેચેનીને ગરગડિયું પરખાવવું. બેદરકારીને દેશવટો દેવો. મોજમજાહ ઓછી કરવી. એશઆરામ કમતી ભોગવવો. પોતાનાં જીવનનિર્વાહનાં સાધન, ધંધારોજગાર ઉપર સંપૂર્ણ લક્ષ રાખવું. બેફામ રહેવાથી ગુજરાનની જીવાદોરી કપાઈ જાય. પરિણામે વ્યવસાય ઉપરથી ઘેર બેસતાં પાછળથી પેટ ભરીને પશ્ચાત્તાપ કરવાનો માઠો વખત આવે. સંપાદન કરેલું જતું કરવું પડે. સ્નેહીઓથી શરમાવાનું થાય. લાગણીવાળાઓથી લજવાવાનું બને. સહાય કરનારાઓથી મોઢું

મતાડવાનો બૂરો સમય આવે અને સગાવહાલાથી નીચુ જોવાનો અનિષ્ઠ પ્રસગ પ્રાપ્ત થાય. ઘરસસારમા વ્યવહારિક વિષયોમા સ્વમાન્ હણાય અર્ધાગના અવિશ્વાસુ બને બાળ ગોપાળ નારાજ થાય જિંદગી અકારી થઈ પડે માટે સપૂર્ણ સાવધાન રહેજો વિપત્તિઓ વખતોવખત પેખાશે મુશ્કેલીઓ અવારનવાર આવ્યા જ કરશે ધખધખતા અગાર જેવા લાલચોળ લોખડના વજ્ર પાયે આરભાતા આ વર્ષમા ઈજ્જત-આબરૂ જોખમાવાનો ભય ઉભો થશે માટે પત્નીપરિવારના લાલનપાલન માટે કટિબદ્ધ થજો કલદારની કમાણી વાસ્તે કમ્મર કસો સર્જનહારને ખોળે માથુ મૂકીને કર્તવ્યકર્મને પથે પળો યોગ્ય ઉપાયો હાથ ગ્રહી મુક્તિને માર્ગે વિચરો એમા જ આપનો ઉદ્ધાર છે, એમ ગણિતવિદ્યા ગાજીવગાડીને સાવધાનીનો શખનાદ સભળાવે છે

કુંભ રાશિ (ગ. શ. સ.): આ રાશિના માણસોને તેજદાર ત્રાબાના પુનિત પાયે પ્રારભાતો સામ્પ્રત સવત્સર ગત વર્ષના પ્રમાણમા વિશેષ લાભદાયક વિતશે કાયા કચન-વર્ણી બનશે ધધોધાપો ધમધોકાર ચાલશે લક્ષ્મીની લીલાલહેર થશે હિંમતપૂર્વક આગેકૂચ કરી ફાયદાકારક ધ્યેયસિદ્ધિ સપાદન કરી શકાશે ગત સાલની માફક નોકરીચાકરી ડામાડોળ બની જવાનો આ વર્ષમા યોગ નથી અક્કલહુશિયારીથી દીર્ઘસૂત્રી બની વર્તન કરવાથી મનની મુરાદો ફળશે ખોરભે પડેલા અગત્યના કામકાજો સફળતાપૂર્વક પાર પાડી શકશે સ્રીસતાન તાકાતતાઝગીવાળા રહેશે કુટુબકબિલો આનદકલ્લોલ કરશે સુખશાહ્યબી અને ભોગવિલાસ ભોગવી શકાશે મિત્ર-

મંડળમાં માનમરતબો વધશે. સ્નેહીસંબંધીમાં ઈજ્જતઆબરૂ સચવાશે. સગાંવહાલાંમાં સન્માનસત્કાર થશે. મન પ્રફુલ્લિત રહેશે. મસ્તક સ્વચ્છ બનશે. હૃદય નિર્મળ થશે. વૃત્તિ ઉલ્લાસી રહેશે. પ્રકૃતિ આનંદી બનશે. સ્વભાવ મળતાવડો થશે. વાણી મધુરતાવાળી અને માયાળુ બને. વચન અનુસાર વર્તી શકાય. ધાર્મિક ઉત્સવો ઉજવાય. માંગલિક મહોત્સવોમાં ભાગ લેવાય. નાટક–ચિત્રપટના રંગરાગનો ઉપભોગ કરી શકાય. મનપસંદ મિષ્ટાન્ન અને દિલપસંદ પકવાનોનાં ભાવતાં ભોજનો જમી શકાય. એકંદરે દરેક કાર્યોમાં સફળતા મેળવી શકાય. પરાક્રમના પાસા પોબાર પડે. હરીફો હાથ ઘસતા બને. દુશ્મનો પહોંચાં કરડતા થાય અને કોર્ટકચેરીના કેસમાં વિજયવંત પરિણામ આવે, એવી ગ્રહરાશિયોગની આગાહી છે.

**મીન રાશિ (દ. ચ. ઝ.)**: આ રાશિવાળી વ્યક્તિઓને ચકચકાટ ચાંદીને રૂપેરી પાયે આરંભાતા આ વરસમાં નોકરી-ચાકરીમાં પગારવધારો થવાનો યોગ છે. વણજવ્યાપારમાં કલદારની કમાણી થાય એવો સંજોગ છે. સાહસિક કાર્યોમાં સાવધાનીથી આગેકૂચ કરવી પડે એવો સંભવ છે. કીર્તિપ્રતિષ્ઠાની વૃધ્ધિ કરવામાં મશગૂલ બનવામાં અને યશલક્ષ્મીની પ્રાપ્તિ કરવામાં ચકચૂર થવાની સાથે સાથે દેહ નિરોગી રહે તેની પણ સંભાળ રાખવી પડે એમ ભાસે છે. સુખસંપત્તિ સંપાદન કરવાને દુ:ખવિપત્તિ વિશેષ વેઠવી પડે એમ લાગે છે. નાણાંની આપલેના ધંધાધાપામાં લેણદેણના ચોખ્ખા હિસાબની ખાસ સાવચેતી રાખવી પડે એમ દેખાય છે. પ્રવાસ વિજયી બનાવવાને બહુજ કાળજી રાખવી પડે એમ દેખાય છે. અનિષ્ઠ સમ-

યની કાળરાત્રિ પસાર થઈ ચૂકી છે અને હવે સર્વોદયકર્તા સૂર્યોદયના મંગળ રશ્મિ પોતાનો પ્રતાપપ્રભાવ પ્રસારતા જણાય છે માટે પુનરોધ્ધાર વાસ્તે કટિબદ્ધ થાઓ ધાર્મિક પારમાર્થિક માંગલિક કાર્યોમાં સહધર્મચારિણીને સંતોષી સાથે રાખો જીવદયા અને ભૂતદયાના દયાધર્મના કામકાજોમાં બાળગોપાળનો સાથ સાધો અને સુવર્ણમાં સુગંધ તથા દૂધમાં સાકર ભળે તેમ સર્વ મળી ઉમંગ ઉત્સાહ અને આનંદઉલ્લાસથી ધનતેરશે ધનપૂજન કરી, કાળીચૌદશે કાળાશ કાઢી, શુદ્ધિ કરી દીવાળીએ દીપમાળ પ્રકટાવો સરસ્વતીપૂજન, ચોપડાપૂજન કરો અને બેસતા વરસે મંગલમુહૂર્તમાં વર્ષાભિનંદન–સાલ મુબારક ઇચ્છો એવો ગ્રહ રાશિનો વાર્ષિક વર્તારો છે

* *

## પ્રકરણ ૧૭મું

# આવકજાવક ને લેણાદેણી વશા

વિક્રમ સંવત ૨૦૦૦ના આ વરસમાં નામના પહેલા અક્ષર પ્રમાણે કારતક સુદી એકમથી ફાગણ વદી ૩૦ સુધીમાં આવકજાવક અને લેણાદેણી વશા નીચે મુજબ છે:—

**આવકજાવક**

મેષ રાશિને ચૌદની આવક અને બેની જાવક છે. વૃષભ રાશિને આઠની આવક અને અગિયારની જાવક છે. મિથુન રાશિને અગિયારની આવક અને આઠની જાવક છે. કર્ક રાશિને પાંચની આવક ને આઠની જાવક છે. સિંહ રાશિને આઠની આવક અને બેની જાવક છે. કન્યા રાશિને અગિયારની આવક અને આઠની જાવક છે. તુલા રાશિને આઠની આવક અને અગિયારની જાવક છે. વૃશ્ચિક રાશિને ચૌદની આવક અને બેની જાવક છે. ધન રાશિને બેની આવક અને અગિયારની જાવક છે. મકર રાશિને પાંચની આવક અને પાંચની જાવક છે. કુંભ રાશિને પાંચની આવક અને પાંચની જાવક છે. મીન રાશિને બેની આવક અને અગિયારની જાવક છે.

વિક્રમ સંવત ૨૦૦૦ના આ વરસમાં નામના પહેલા અક્ષર પ્રમાણે ચૈત્ર સુદી ૧થી આસો વદી ૩૦ સુધીમાં આવક જાવક અને લેણાદેણી વશા નીચે પ્રમાણે છે:–

**આવકજાવક**

મેષ રાશિને ચૌદની આવક અને ચૌદની જાવક છે.

વૃષભ રાશિને આઠની આવક અને આઠની જાવક છે મિથુન રાશિને અગિયારની આવક અને પાચની જાવક છે. કર્ક રાશિને પાચનો આવક ને પાચની જાવક છે સિંહ રાશિને આઠની આવક અને ચૌદની જાવક છે કન્યા રાશિને અગિયારની આવક અને પાચની જાવક છે તુલા રાશિને આઠની આવક અને આઠની જાવક છે વૃશ્ચિક રાશિને ચૌદની આવક અને ચૌદની જાવક છે ધન રાશિને બેની આવક અને આઠની જાવક છે મકર રાશિને પાચની આવક અને બેની જાવક છે કુભ રાશિને પાચની આવક અને બેની જાવક છે, અને મીન ગશિને બેની આવક અને આઠની જાવક છે

<u>લેણાદેણી વશા</u>

વિક્રમ સવત ૨૦૦૦ના આ વરસમા ભિન્ન ભિન્ન વસ્તુ-ઓના વશા આ અનુસાર છે –

વૃષ્ટિના પદર વશા છે ધાન્યના પદર વશા છે ઘાસના પદર વશા છે શીતના તેર વશા છે ગરમીના તેર વશા છે વાયુના સાત વશા છે વૃધ્ધિના પદર વશા છે વિનાશના પદર વશા છે ક્ષુધાના પાચ વશા છે તૃષાના પાચ વશા છે નિદ્રાનો એક વશો છે આળસના તેર વશા છે. ઉદ્યમના ત્રણ વશા છે શાતિના નવ વશા છે ક્રોધના નવ વશા છે' દભના નવ વશા છે ભેદના સાત વશા છે મૈત્રીના પાચ વશા છે રસના સાત વશા છે ફળના અગિયાર વશા છે ઉત્સાહના પદર વશા છે તીડના પદર વશા છે સૂડાના તેર વશા છે ઉંદરના નવ વશા છે અતિવૃષ્ટિના પાચ વશા છે અનાવૃષ્ટિના

અગિયાર વશા છે. રત્નના ઓગણીસ વશા છે. વસ્ત્રના નવ વશા છે. ઘીના ઓગણીસ વશા છે. તેલના અગિયાર વશા છે. ઊનના પંદર વશા છે. સોનાના પંદર વશા છે. ત્રાંબાના ત્રણ વશા છે. સીસાના ઓગણીસ વશા છે. રૂપાના સત્તર વશા છે. લોઢાના અગિયાર વશા છે. પિત્તળના નવ વશા છે. કાંસાના સત્તર વશા છે. રોગના સત્તર વશા છે. ઔષધના સાત વશા છે. આચારના ત્રણ વશા છે. અનાચારના નવ વશા છે. મરણના અગિયાર વશા છે. જનનના અગિયાર વશા છે. ઉપદ્રવના અગિયાર વશા છે. સ્વાસ્થ્યના પંદર વશા છે. ચોરભયના ઓગણીસ વશા છે. ચોરનાશના તેર વશા છે. અગ્નિભયના તેર વશા છે. અગ્નિનાશના ત્રણ વશા છે. યશના ઓગણીસ વશા છે. અપયશના પાંચ વશા છે. અંડજના સત્તર વશા છે. જરાયુજના પાંચ વશા છે. સ્વદેજના સાત વશા છે. ઉદ્‌ભિજ્જના નવ વશા છે. પુણ્યના ૧$\frac{૫૮}{૧૦૦}$ વશા છે. પાપના ૧૮$\frac{૨}{૧૦}$ વશા છે, અને સર્વનિષ્પત્તિના બે વશા છે.

## લેણાદેણી

ચાલુ વરસમાં લેણાદેણી આ પ્રમાણે છે:—

મેષ રાશિવાળા સાથે સિંહ રાશિવાળાને, વૃષભ રાશિવાળા સાથે કન્યા રાશિ વાળાને, મિથુન રાશિવાળા સાથે તુલા રાશિવાળાને, સિંહ રાશિ વાળા સાથે ધન રાશિવાળાને, તુલા રાશિવાળા સાથે કુંભ રાશિવાળાને, ધન રાશિવાળા સાથે મેષ રાશિવાળાને અને મકર રાશિવાળા સાથે વૃષભ રાશિવાળાને નવપંચકનું લેણું કહેવાય છે. પણ તે મધ્યમ જાણવું.

કર્ક રાશિ, વૃશ્ચિક રાશિ અને મીન રાશિ એ ત્રણેય બ્રાહ્મણ રાશિ હોવાથી અરસપરસ સમાનભાવ 'લેણાદેણી મનાય છે

મેષ રાશિ, સિંહ રાશિ અને ધન રાશિ એ ત્રણેય ક્ષત્રિય રાશિ હોવાથી સમાનભાવ લેણાદેણી ગણાય છે

વૃષભ રાશિ, કન્યા રાશિ અને મકર રાશિ એ ત્રણેય વૈશ્ય રાશિ હોવાથી સમાનભાવ લેણાદેણી ગણાય છે

મિથુન રાશિ, તુલા રાશિ, અને કુભ રાશિ એ ત્રણેય શુદ્ર રાશિ હોવાથી સમાનભાવ લેણાદેણી લેખાય છે

બ્રાહ્મણ જાતિને ક્ષત્રિય જાતિથી, ક્ષત્રિય જાતિને વૈશ્ય જાતિથી અને વૈશ્ય જાતિને શુદ્ર જાતિથી લેણાદેણી જાણવી

મિથુન રાશિ, કન્યા રાશિ, તુલા રાશિ, ધન રાશિ અને કુભ રાશિ એ મનુષ્ય રાશિ હોવાથી તેને કર્ક રાશિ, મકર રાશિ અને મીન રાશિ એ ત્રણેય જળચર પ્રાણી ગણાતી રાશિઓ સાથે લેણાદેણી જાણવી, તથા સિંહ રાશિ સિવાયની મેષ રાશિ, વરખ રાશિ, અને વૃશ્ચિક રાશિ એ ત્રણેય વનચર પશુ મનાતી રાશિઓ સાથે લેણાદેણી જાણવી જળચરે જળચરને, વનચરે વનચરને અને મનુષ્યે મનુષ્યને મેળ સારો રહે તેથી લેણાદેણી જાણવી જળચર અને મનુષ્યને એક બીજા સાથે મેળ રહે નહિ, તેમ સિંહને અને વૃશ્ચિકને મેળ ના રહે.

★ ★

# પ્રકરણ ૧૮મું

## ત્યાજ્ય માસ–તિથિ–યોગ–નક્ષત્ર

શુભ કાર્યમાં અને મુખ્યત્વે કરીને વણજવ્યાપારમાં તજવા યોગ્ય માસ, તિથિ, યોગ, નક્ષત્રાદિ નીચે મુજબ છે:—

**શુભ વારો :** સોમવાર, બુધવાર, ગુરૂવાર અને શુક્રવાર એ શુભ વારો હોવાથી આ વારોએ નોકરીએ ચઢવું સારૂં છે, વણજવ્યાપાર કરવો શ્રેયસ્કર છે અને નવા કાર્યક્રમને આરંભવો લાભદાયક છે.

**સારાં નક્ષત્રો :** અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્પ, મઘા, ઉત્તરા ફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અનુરાધા, મૂળ, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ટા, ઉત્તરા ભાદ્રપદ અને રેવતી એ સારાં નક્ષત્રો છે. આ નક્ષત્રોમાં વ્યવસાયે વળગવું, ધંધાધાપો ખેડવો અને નવીન કામકાજનું મંગલમુહૂર્ત કરવું એ લાભકર્તા છે.

**લાભકર્તા ચન્દ્રો :** જન્મરાશિથી ગણતાં પહેલો, ત્રીજો, છઠો, સાતમો, દશમો અને અગિયારમો ચન્દ્રમા શુભ હોવાથી લાભકર્તા છે. વદી પખવાડિયું અને સુદી પખવાડિયું અંને પખવાડિયાં માટે આ ચન્દ્રમા કાર્યસિદ્ધિ કરાવનારા છે. અજવાળિયામાં બીજો, પાંચમો અને નવમો ચન્દ્રમા સારો અર્થાત યશદાતા મનાય છે. સુદી પાંચમથી આરંભીને વદી પાંચમ પર્યન્ત ચંદ્રમા શકિતશાળી અને લક્ષ્મીદાતા ગણાય છે.

**ફાયદાકારક તારા :** પોતાના જન્મનક્ષત્રથી દિવસના સુધીની સખ્યાને નવના સખ્યાકથી ભાગતા નીચે વધતી ત્રણ, પાચ અને સાત શેષ સિવાયની વધતી શેષવાળા તારા શુભકારક અને ફાયદાકારક કહેવાય છે, તેથી તેમા નવલ કામકાજ કરવાથી શ્રીની સિદ્ધિ થાય છે

**યશદાતા યોગો :** પ્રીતિ, આયુષ્યમાન, સૌભાગ્ય, શોભન, અતિગજ, સુકર્મા, ધ્રુતિ, વૃદ્ધિ, ધ્રૂવ, હર્ષણ, વજ્ર, સિદ્ધિ, વરિયાણ, પરિઘ, શિવ, સિદ્ધ, સાધ્ય, શુભ, શુક્લ, બ્રહ્મ અને ઐન્દ્ર એ યોગો યશદાતા ગણાય છે, તેથી તેમા નોકરી, ધધો, વ્યાપાર, વ્યવસાય કે નવીન કામકાજ કરવાથી વિજયકીર્તિ મળે છે અને પૈસાની પ્રાપ્તિ થાય છે

**વિજયદાતા ગ્રહો :** ચન્દ્ર, બુધ, ગુરૂ, અને શુક્ર એ વિજયદાતા ગ્રહદેવો ગણાય છે, તેથી આ ગ્રહદેવતાઓના સત્તા-અધિકારના સમયમા કરેલા કાર્યો ફળિભૂત થાય છે નોકરી ચાકરી, ધધોરોજગાર અને વણજવ્યાપાર આ ગ્રહોમા કરવાથી તે શુભફલદાતા નીવડે છે, યશપ્રાપ્તિ થાય છે અને દ્રવ્ય સપાદન પણ કરી શકાય છે

**વસ્તુઓ ખરીદવાના નક્ષત્રો :** રેવતી, શતતારકા, સ્વાતિ, અશ્વિની, શ્રવણ, અને ચિત્રા નક્ષત્રો ખરીદી માટે શુભ છે આથી આ નક્ષત્રોમા વસ્તુઓ ખરીદ કરવી આ નક્ષત્રોમા વસ્તુઓ ખરીદ કરવાથી યશપ્રાપ્તિ તથા લક્ષ્મી સિદ્ધ થાય છે, અર્થાત લેવાના વ્યાપારમા લાભ મળે છે

**વસ્તુઓ વેચવાનાં નક્ષત્રો** વિશાખા, પૂર્વા ફાલ્ગુની,

પૂર્વાષાઢા અને પૂર્વા ભાદ્રપદ, ભરતી કૃતિકા અને આશ્લેષા નક્ષત્ર વેચાણ માટે શુભ છે. આથી આ નક્ષત્રોમાં સર્વ વસ્તુઓનું વેચાણ કરવાથી વિજયપ્રાપ્તિ તથા દ્રવ્યસિદ્ધિ થાય છે; અર્થાત વેચવાના ધંધામાં ફાયદો મળે છે.

**ઋણ લેવાના વારો :** સોમવાર, બુધવાર, ગુરૂવાર, શુક્રવાર અને શનિવાર—આ વારોએ ઋણ લેવું લાભદાયક છે, તેથી આ વારોએ આવશ્યક હોય તો કરજ કરવું.

**ઋણ દેવાના વારો:** મંગળવાર ઋણ ફેડવાનો વાર છે, તેથી તે વારે દેવું આપવાનું રાખવું.

**ઋણ ન આપવાનો વાર :** બુધવારે ઋણ આપવું નહિ.

**ધનસંચયનો વાર :** બુધવાર ધનસંચયનો વાર ગણાય છે, તેથી આ વારે નાણાં એકઠાં કરવાં. પૈસા બચાવવા.

**નુકસાન ભરપાઇ કેમ અને ક્યારે થાય? :** મઘાથી ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર સુધીમાં જો નુકસાન થવા પામ્યું હશે તો પોતાની પાસેથી નુકસાન ભરપાઈ કરી શકાશે. હસ્તથી ધનિષ્ઠા નક્ષત્રમાં નુકસાન થયું હશે તો બીજાના હાથથી ભરપાઈ થશે. શતતારકાથી ભરણી નક્ષત્રમાં નુકસાન થયું હશે તો પોતાના ઘરમાંથી ભરપાઈ થશે; અને અન્ય નક્ષત્રોમાં નુકસાન થયું હશે તો તે ભરપાઈ થઈ શકશે નહિ.

**શુભ માસો :** માગશર, પોષ, માહ અને સુદી પક્ષનો અર્ધો ફાગણ માસ, ચૈત્ર, જેઠ, શ્રાવણ અને આસો—આ માસો શુભ માસો મનાય છે, તેથી આ માસોમાં નોકરીએ ચઢવાથી, ધંધો કરવાથી કે નવું કાર્ય આરંભવાથી તે યશદાયક, લાભદાતા

તથા સુખકર્તા નીવડશે, માટે આ માસોમા નોકરીચાકરી ઉપર ચઢવુ, ધ ધો રોજગાર કરવો કે નવા કાર્યનો આરભ કરવો, જેથી તેમા યશસપત્તિ, લાભસપત્તિ અને સુખસમૃદ્ધિ મળશે અને કાર્યસિદ્ધિ થશે

**સારાં શુકનોઃ** કોઈ પણુ કાર્યનો આરભ કરતી વખતે શુકન પરથી શુભાશુભ ફળ જાણી શકાય છે સારા શુકન જોઈને કામ કરવાથી કાર્યસિદ્ધિ થાય છે બે અથવા વિશેષ વિપ્રો, અશ્વ, હસ્તિ, ફળ, અન્ન, દહીં, ગાય, કમલ, વસ્ત્ર, વેશ્યા, વાજિન્ત્ર, મયૂર, પપૈયો, નોળિયો, માસ, આહ્‌લાદક વાણી, શ્વેત બળદ (આખલો) સૂરાનુ ઉઘાડુ પાત્ર, પુષ્પ, શેરડી, જળથી ભરેલો કુભ કે કલશ, છત્ર, મૃત્તિકા, કન્યા, રત્ન, પાઘડી, પુત્રવાળી પ્રેમદા, સૌભાગ્યવતી સુદરી, પ્રજ્વલિત અગ્નિ, દર્પણુ, અજન, ધોયેલા સૂકા વસ્ત્ર સાથે ધોબી, માછલા, સિહાસન, સદનરહિત શબ, ધ્વનિ, ઘેટુ, ધનુષ્ય, વાહન, વેદધ્વનિ સગીત, અકુશ અને ફુલછાબવાળી માલણુ—એ પદાર્થો તથા વ્યક્તિ શુભસૂચક છે આથી આવા શુકન મળતા કાર્યસિદ્ધિ, વિજયપ્રાપ્તિ તથા અર્થસાધના કરી શકાય છે

**દિશાલાભઃ** રવિ, મગળ અને શુક્રવારે પૂર્વ અને ઉત્તર દિશાથી લાભ થાય સોમ, બુધ, ગુરૂ અને શુક્રવારે પશ્ચિમ અને દક્ષિણુ દિશાથી ફાયદો મળે માટે આ વારોએ આ દિશાઓના કામકાજો કરવા, જેથી તેમા નિષ્ફળતા ન મળે અને નાસીપાસ ના થવાય

**લક્ષ્મીદાતા સક્રાતિ:** પોતાની નામરાશિથી ગણુતા ચોથી, દશમી અને અગિયારમી સક્રાતિ લક્ષ્મીદાતા છે, માટે

આ સંક્રાતિઓના સમય દરમિયાન વણજવ્યાપાર કે ધંધો-રોજગાર કરવાથી ફાયદો થાય.

★

**દ્રવ્યદાતા ચન્દ્રમા :** પોતાની નામરાશિથી ગણતાં મેષ, વૃષભ અથવા કર્ક રાશિનો ચન્દ્રમા લગ્નભૂવનનો થયો હોય, જન્મકાળના ધનસ્થાનમાં રહેલો ચન્દ્રમા, ત્રીજા સદનનો, જન્મ-કાળનો ચોથા સ્થળનો અને જન્મકાળથી પાંચમા સ્થાનનો ચન્દ્રમા, તથા જન્મકાળથી સપ્તમ ભૂવનનો ચન્દ્ર, જન્મકાળથી નવમ સદનનો, જન્મકાળથી દશમા સ્થાનનો અને જન્મકાળથી અગિયારમા સ્થળનો ચન્દ્રમા ધનદાતા છે; તેથી તે ચંદ્રમામાં દ્રવ્યની પ્રાપ્તિ થાય; માટે આ ચંદ્રમામાં વણજવ્યાપાર ખેડવો, ધંધોધાપો કરવો અને રોજગારવ્યવસાય કરવો, જેથી તેમાં સફળતા મળે, કાર્યસિદ્ધિ થાય અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય.

**રાશિઓના ચન્દ્રમાના વસ્તુલાભ :** મેષના ચન્દ્રમામાં લાલ રંગની વસ્તુના વેપાર તથા પરવાળાથી લાભ; વૃષભ (વરખ)ના ચન્દ્રમામાં ફિક્કા ભૂરા રંગની વસ્તુના વેપાર તથા હીરાથી લાભ; મિથુનના ચન્દ્રમામાં પીળા રંગની વસ્તુના વેપાર તથા પાનાથી લાભ; કર્કના ચંન્દ્રમામાં લીલા રંગની વસ્તુના વેપાર તથા મોતીથી લાભ; સિંહના ચંદ્રમામાં નારંગી–કેસરી રંગની વસ્તુના વેપાર તથા માણેકથી લાભ; કન્યાના ચન્દ્રમામાં ફિક્કા કાળા રંગની વસ્તુના વેપાર તથા પાનાથી લાભ; તુલાના ચંદ્રમામાં કિરમજી રંગની વસ્તુના વેપાર તથા હીરાથી લાભ; વૃશ્ચિકના ચંદ્રમામાં તેજદાર લાલ રંગની વસ્તુના વેપાર તથા

પરવાળાથી લાભ, ધનના ચદ્રમામા પીળા રગની વસ્તુના વેપાર તથા પોખરાજથી લાભ, મકરના ચદ્રમામા કાળાશ પડતી વસ્તુના વેપાર તથા નીલમથી લાભ, કુભના ચદ્રમામાં આસ્માની રગની વસ્તુના વેપાર તથા નીલમથી લાભ અને મીનના ચદ્રમામા તેજદાર સફેદ વસ્તુના વેપાર તથા પોખરાજથી લાભ મળે એમ મનાય છે માટે આ બાબત ધ્યાનમા રાખીને વણજવ્યાપાર ખેડનારે ધધોધાપો કરવો, જેથી કાર્ય સફળ થાય અને ધન સપાદન કરી શકાય

**શુભ રાશિના ચંદ્રમાઃ** વૃષભ (વરખ) કર્ક, અને તુલા ચદ્ર શ્વેતવર્ણ અને સિદ્ધિકારી, તથા ધન, મીન અને મિથુન ચદ્ર પિત્તવર્ણ અને લક્ષ્મીદાતા છે, આથી આ ચદ્રમામા કામકાજ, વણજવ્યાપાર અને ધધોરોજગાર કરવાથી કાર્ય-સિદ્ધિ થાય, તેમજ લક્ષ્મીસાધના કરી શકાય

**સારા ચદ્રમાના સારાં ફળઃ** નામરાશિનો પહેલો ચદ્રમા પુષ્ટિકર્ત્તા, બીજો ધનદાતા, ત્રીજો રાજ્યસન્માનકર્તા, છઠ્ઠો ધનધાન્યદાતા, સાતમો સતોષકર્તા, દશમો કાર્યનો ઉદયકર્તા અને અગિયારમો ચદ્રમા અવશ્ય જયદાતા મનાય છે આથી આ ચદ્રમાનો ગુણસ્વભાવ લક્ષમા લઈને કામકાજ કરવાથી કાર્ય-સિદ્ધિ તથા અર્થપ્રાપ્તિ થાય છે

૭

**લાભકર્તા માસપક્ષો:** માગશર માસમા શુકલપક્ષ સાધારણ સારો, માહ માસમા કૃષ્ણપક્ષ સારો, ફાગણ માસમા શુકલપક્ષ સારો, ચૈત્ર માસમા કૃષ્ણપક્ષ સારો, વૈશાખ માસમા

શુકલપક્ષ સારો, આષાઢ માસમાં શુકલપક્ષ સારો અને આસો માસમાં કૃષ્ણપક્ષ સારો ગણાય, તેથી આ વર્ષમાં આ પક્ષોમાં કામકાજ કરવાથી કાર્યસિદ્ધિ થાય, વિજયપ્રાપ્તિ થાય અને ધન સંપાદન પણ કરી શકાય.

**કાર્યસિદ્ધિકર્તા ગ્રહભૂવનો :** જન્મકુંડળીમાં પહેલું તન સ્થાન,બીજુ ધન સ્થાન, ત્રીજું બંધુસહોદર સ્થાન,ચોથું સુખ, માતા, મિત્ર, સહૃદ સ્થાન, પાંચમું પુત્ર સ્થાન, સાતમું સ્ત્રી,પત્ની સ્થાન, નવમું ભાગ્યોદય, ધર્મસ્થાન, દશમું રાજદ્વાર, કર્મપિતા સ્થાન અને અગિયારમું લાભ આવક સ્થાન—એ સર્વ સ્થાનો શુભ સ્થાનો છે. તેથી આ સારાં ભૂવનોમાં બિરાજમાન થયેલા ગ્રહ-દેવોને ધ્યાનમાં રાખીને કામ કરવાથી શુભ પરિણામ આવે છે. માટે આ શુભ સદનોમાં પડેલા ગ્રહદેવતાઓને લક્ષમાં લઈને સર્વ કાર્ય કરવાં, જેથી કાર્યસિદ્ધિ તથા લક્ષ્મીપ્રાપ્તિ થાય.

**વાર-ગ્રહ સ્વભાવ અને વ્યવસાય તેજીમંદી :** રવિવાર તથા રવિગ્રહ સ્થિર સ્વભાવના વારગ્રહ છે. સોમવાર તથા ચન્દ્રગ્રહ ચંચળ સ્વભાવનો તેજીકર્તા વારગ્રહ છે. મંગળ ઉગ્ર, ભયંકર, ક્રૂર સ્વભાવનો તેજીમંદીકર્તા વાર ગ્રહ છે. બુધ સાધારણ સ્વભાવનો સામાન્ય તેજીમંદીકર્તા વારગ્રહ છે. ગુરૂ ઉગ્ર, ઉતાવળિયા સ્વભાવનો મંદીકર્તા વારગ્રહ છે. શુક્ર કોમળ સ્વભાવનો થોડી તેજીમંદીકર્તા વારગ્રહ છે. શનિ ભયંકર, ક્રૂર ઘાતકી સ્વભાવનો વધારે તેજીમંદીકર્તા વારગ્રહ છે અને રાહુકેતુ—જેમનો બુધવાર છે તે ક્રૂર, ઉગ્ર, ભયંકર, ઘાતકી અને શનિથી રૌદ્ર સ્વભાવના ગ્રહ તથા વાર હોવાથી મોટી તેજીમંદી કરે. માટે વણજવ્યાપાર ખેડનારે આ વારગ્રહદેવતાઓના સ્વ-

ભાવ તથા તેજીમદીને લક્ષમા લઈને કામકાજ કરવુ, જેથી તેમનુ કાર્ય સફળ થાય અને ધાર્યો લાભ ઉઠાવી શકાય

**નક્ષત્રોનાં સ્વભાવલક્ષણ :** સ્વાતિ, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ટા અને શતભિષા **"ચર-ચલ નક્ષત્રો"** હોવાથી થોડી તેજીમદી કરનાર નક્ષત્રો મનાય છે હસ્ત, અશ્વિની, અભિજીત, અને પુષ્ય **"લઘુક્ષિપ્ર નક્ષત્રો"** હોવાથી સાધારણ તેજીમદી કરનાર નક્ષત્રો છે મૃગશિર્ષ, અનુરાધા, ચિત્રા અને રેવતી **"મૃદુ-મૈત્ર નક્ષત્રો"** હોવાથી થોડોક ફેરફાર કરનારા નક્ષત્રો છે ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદા અને રોહિણી **"ધ્રુવ-સ્થિર નક્ષત્રો"** હોવાથી ભાવના ભાવના અથવા ૧૦ તેજીમદી કરનારા નક્ષત્રો છે આશ્લેષા, મૂળ, આર્દ્રા, અને જ્યેષ્ટા **"દારૂણ-તીક્ષ્ણ નક્ષત્રો"** હોવાથી ભારે નુકસાન કરનાર નક્ષત્રો છે, તેથી તે મોટી તેજીમદી કરનારા-મોટો ફેરફાર કરનારા છે તેથી મોટી વધઘટ થાય ભરણી, મઘા, પૂર્વા ફાલ્ગુની, પૂર્વાષાઢા, અને પૂર્વા ભાદ્રપદા **"ક્રૂર-ઉગ્ર નક્ષત્રો"** હોવાથી મોટી તેજીમંદી કરનારા નક્ષત્રો છે, તેથી મોટી તેજીમદી થાય આ નક્ષત્રોના આ સ્વભાવો ધ્યાનમા રાખીને જો વણજવ્યાપાર કે ધધોરોજગાર કરવામા આવે તો તેમા સફળતા મળે, યશપ્રાપ્તિ થાય તથા નાણા મેળવી શકાય

**શુભ ચોઘડિયા :** અમૃત, શુભ, લાભ અને ચલ એ શુભ ચોઘડિયા છે તેથી શુભ ફળ આપે, માટે જો અગ

ચોઘડિયાં લક્ષમાં લઈને વ્યાપારરોજગાર કરવામાં આવે તો તેમાં સફળ થઈ શકાય અને લક્ષ્મીપ્રાપ્તિ પણ કરી શકાય.

**સામા કાળની સાવધાની :** નીચે દર્શાવેલા વારો ઉપર તેની જ સાથે જણાવેલી દિશા અને ખૂણા ભણી મુસાફરી યા ધંધોધાપો નહિ કરવાનું એટલા માટે કહ્યું છે કે, તે દિશામાં "સામો કાળ" રહે છે. તેથી પ્રવાસી કે વ્યાપારીને પ્રાણથી કે ધનથી કંઈ હાનિ પહોંચે છે.

(૧) રવિવારે ઉત્તર દિશામાં "સામો કાળ" હોવાથી મુસાફરીમાં કે ધંધામાં નુકસાન થાય.

(૨) સોમવારે વાયવ્ય ખૂણામાં "સામો કાળ" હોવાથી પ્રવાસમાં કે વ્યાપારમાં હાનિ પહોંચે.

(૩) મંગળવારે પશ્ચિમ દિશામાં "સામો કાળ" હોવાથી પર્યટન કે વેપારમાં ગેરલાભ થાય.

(૪) બુધવારે નૈઋત્ય ખૂણામાં "સામો કાળ" હોવાથી ગમન કે વ્યવસાયમાં અશુભ પરિણામ આવે.

(૫) ગુરૂવારે દક્ષિણ દિશામાં "સામો કાળ" હોવાથી વિચરવામાં કે રોજગાર કરવામાં ધનનો ધ્વંશ થાય.

(૬) શુક્રવારે અગ્નિ ખૂણામાં "સામો કાળ" હોવાથી મુસાફરી કે વ્યાપારથી દ્રવ્યનો દુરૂપયોગ થાય છે.

(૭) શનિવારે પૂર્વ દિશામાં "સામો કાળ" હોવાથી પ્રવાસ કરવાથી કે ધંધો કરવાથી નાણાંનો નાશ થાય.

માટે ઉપરનો "સામા કાળ"નો ફળાદેશ ધ્યાનમા રાખીને તે કાળ–દિશા સિવાયના દિવસોએ જો મુસાફરી કરવામા આવશે કે વણુજવ્યાપાર ખેડવામાં આવશે તો જીવની હાનિ કે પૈસાની પાયમાલી થતી બચી જઈ ઉલટો પ્રવાસ સફળ થશે અને ધધો લક્ષ્મીનો લાભદાતા નીવડશે

**તજવાના ચંદ્રમાઃ** વણુજવ્યાપાર, ધધોધાપો કે રોજગારવ્યવસાયમા તે કરનાર દરેક વેપારીઓએ પોતાની જન્મરાશિથી ચોથો, છઠ્ઠો, આઠમો અને બારમો ચદ્રમા તજવો આ તજવાના ચદ્રમાઓએ કામકાજ કરવાથી નિષ્ફળતા મળે છે અને હાનિ પહોચે છે, તેથી આ ત્યાજય ચદ્રમાઓને ત્યાગીને પહેલા, બીજા, ત્રીજા, પાચમા, સાતમા, નવમા, દશમા અને અગિયારમા ચદ્રમામા વ્યાપારી સાહસ ખેડવુ, જેથી કાર્ય-સિદ્ધિ થશે અને ધન મળશે

★ ✶.

## ★ ઘાતમાસ, તિથિ, વાર, નક્ષત્ર, ચંદ્ર, રાશિસ્વામી ★

દરેક રાશિનાં માણસોને જે જે ઘાતમાસ, તિથિ, વાર, નક્ષત્ર, ચંદ્ર હાનિકર્તા હોય તે નીચેના કોઠામાં આપ્યાં છે. તેથી તેમને તજીને, તજવા-યોગ્ય અન્ય અનિષ્ઠકર્તા ચંદ્રમા તથા યોગોને ત્યાગીને, તે સિવાયનાં માસ, તિથિ, વાર વગેરેમાં કામકાજ કરવાથી તેમાં સફળતા મેળવી શકશો.

| બાર રાશિના ઘાત ચન્દ્ર ઈત્યાદિ | | | | | | રાશીના અધિપતિ સ્વામી ગ્રહોનાં નામ | રાશિ | રાશિના અક્ષરો |
|---|---|---|---|---|---|---|---|---|
| ઘાત માસ | ઘાત તિથિ | ઘાત વાર | ઘાત નક્ષત્ર | પુરુષ ઘા. ચં. | સ્ત્રી ઘા. ચં. | | | |
| કારતક | ૧,૬,૧૧ | રવિ | મઘા | ૧લો | ૧લો | મંગળ | મેષ | અ. લ. ઈ. |
| માગશર | ૫,૧૦,૧૫ | શનિ | હસ્ત | ૫મો | ૮મો | શુક્ર | વરખ | બ. વ. ઉ. |
| અખાડ | ૨,૭,૧૨ | સોમ | સ્વાતિ | ૯મો | ૭મો | બુધ | મિથુન | ક. છ. ઘ. |
| પોષ | ૨,૭,૧૨ | બુધ | અનુ-રાધા | ૨જો | ૯મો | ચંદ્ર | કર્ક | ડ. હ. |
| જેઠ | ૩,૮,૧૩ | શનિ | મૂલ | ૬ઠ્ઠો | ૬ઠ્ઠો | સૂર્ય | સિંહ | મ. ટ. |
| ભાદરવો | ૫,૧૦,૧૫ | શનિ | શ્રવણ | ૧૦મો | ૩જો | બુધ | કન્યા | પ. ઠ. ણ. |
| માહ | ૪,૯,૧૪ | ગુરૂ | શત ભિષા | ૩જો | ૪થો | શુક્ર | તુલા | ર. ત. |
| આસો | ૧,૬,૧૧ | શુક્ર | રેવતી | ૭મો | ૨જો | મંગળ | વૃશ્ચિક | ન. ય. |
| શ્રાવણ | ૩,૮,૧૩ | શુક્ર | ભરણી | ૪થો | ૧૦મો | ગુરૂ | ધન ચં. | ભ. ધ. ફ. ઢ. |
| વૈશાખ | ૪,૯,૧૪ | મંગળ | રોહિ-ણી | ૮મો | ૧૧મો | શનિ | મકર ચં. | ખ. જ. |
| ચૈત્ર | ૩,૮,૧૩ | ગુરૂ | આદ્રા | ૧૧મો | ૫મો | શનિ | કુંભ ચં. | ગ. શ. |
| ફાગણ | ૫,૧૦,૧૫ | શુક્ર | આશ્લે ષા | ૧૨મો | ૧૨મો | ગુરૂ | મીન ચં. | દ. ચ. ઝ. થ. |

☞ **સૂચના :** જે રાશિની સામે જે મહિનો ઈત્યાદિ આવતું હોય તે તેનુ ઘાતક મનાય પ્રવાસ, દાવાઝઘડા ઈત્યાદિમાં ઘાતકને તજી દેવો શુભ કાર્યમા ઘાતકની હરકત નથી, છતા પણ વણજવ્યાપાર અને ધધારોજગારમા જરના જોખમનો પ્રશ્ન હોવાથી વ્યાપારરોજગારમા ખાસ કરીને ઘાતકનો ત્યાગ કરવો, જેથી ધધામા રોકેલી મૂડીને બાધ આવે નહિ, પ્રયત્ન નિષ્ફળ નીવડે નહિ, નાણાનો નાશ થાય નહિ અને કાર્યસિદ્ધિહીન બનવાથી કામકાજ કરવામા હિમત હારી જવાય નહિ

⊛

## ✯ ત્યાજ્ય મૃત્યુ, યમઘટ, મૂશળ વજ્રયોગ ✯

વણજવ્યાપાર અને ધધારોજગારમા ત્યાગવાયોગ્ય તેમજ ધ્યાનમા રાખવા લાયક મૃત્યુયોગ, યમઘટયોગ, યમદષ્ટ્રયોગ, જવાલામુખિયોગ અને મૂશળ વજ્રયોગની સમજણ નીચે પ્રમાણે છે –

**મૃત્યુ યોગ :** આશ્લેષા, શતભિષા (શતતારકા), આર્દ્રા, સ્વાતિ, પૂર્વા ફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વા ભાદ્રપદા અને ભરણી એ નક્ષત્ર જો હોય અને શનિ, મગળ, તથા રવિ એ વાર જો હોય, તેમજ સુદી ૪, સુદી ૧૨, વદી ૬, અને વદી ૧૪ એ તિથિઓ જો હોય તો મૃત્યુ નામનો યોગ થાય છે તેમાં માદા મનુષ્યનુ મૃત્યુ નિશ્ચય થાય છે, આથી આ યોગ વ્યામારવ્યવસાયમાં પણ ત્યાજ્ય છે આ મૃત્યુયોગનો સ્વભાવ ભાવના ભાવનો અથવા ૧૦ તેજીમદીના ધધારોજગારમાં ફેરફારનો છે

**યમઘંટ યોગ :** રવિવારના દિવસે મઘા અને સોમવારના દિવસે વિશાખા, મંગળવારના દિવસે આર્દ્રા, બુધવારના દિવસે મૂલ, ગુરૂવારના દિવસે કૃતિકા, શુક્રવારના દિવસે રોહિણી અને શનિવારના દિવસે હસ્ત નક્ષત્ર હોય તો યમઘંટ નામનો યોગ થાય છે; આ યમઘંટ યોગમાં જો મનુષ્ય ગામ જાય તો મૃત્યુ પામે અર્થાત લગ્ન કરે તો કુળનું છેદન થાય; દેવપ્રતિષ્ઠા કરે તો મૃત્યુ થાય અને બાળક જન્મે તો તેનો નાશ થાય છે અર્થાત તે મરણ પામે છે. આથી આ યોગ વણજવ્યાપારમાં પણ ત્યાજ્ય છે. આ યમઘંટ યોગનો સ્વભાવ ભાવના ભાવનો અથવા ૧૦ તેજીમંદીના વેપારધંધામાં ફેરફારનો છે.

**જવાલામુખી યોગ :** પડવાના દિવસે મૂલ નક્ષત્ર, પાંચમને દિવસે ભરણી નક્ષત્ર, આઠમને દિવસે કૃતિકા નક્ષત્ર, નોમના દિવસે રોહિણી નક્ષત્ર અને દશમના દિવસે આશ્લેષા નક્ષત્ર હોય તો જવાલામુખી નામનો યોગ થાય છે. આ યોગમાં બાળક જન્મે તો મરણને શરણ થાય, વાસ કરે તો ઉજ્જડવેરાન બને; અને સ્ત્રી સોહાગતિલક કરે, સૌભાગ્ય ચિહ્ન ચૂડો તથા મંગલસૂત્ર પહેરે તો આભરણવિહોણી અર્થાત પતિ મૃત્યુ પામતાં ચૂડી ચાંલ્લો મંગળસૂત્રાદિ સૌભાગ્યસોહાગચિહ્નો વગરની બની જાય એટલે કે અનાથ વિધવા થાય, આથી આ જવાલામુખીયોગ ધંધારોજગારમાં પણ તજવાયોગ્ય છે. આ જવાલામુખી યોગનો સ્વભાવ ભાવના ભાવનો અથવા ૧૦ તેજીમંદીના વણજવ્યાપારમાં ફેરફારનો છે

**યમદંષ્ટ્ર યોગ :** રવિવારને દિવસે મઘા અને ધનિષ્ઠા, સોમવારને દિવસે મૂલ અને વિશાખા, મંગળવારને દિવસે કૃતિકા

અને ભરણી, બુધવારને દિવસે રેવતી અને પુનર્વસુ, ગુરૂવારના દિવસે ઉત્તરાષાઢા અને અશ્વિની, શુક્રવારના દિવસે રોહિણી અને અનુરાધા તથા શનિવારના દિવસે શ્રવણ અને શતભિષા (શતતારકા) નક્ષત્ર હોય તો યમદંષ્ટ્ર નામનો યોગ થાય છે. આ યોગ શુભકાર્યમા વર્જિત છે આથી આ યમદંષ્ટ્ર યોગ ધધાધાપામા પણ છોડી દેવા લાયક છે કારણ કે તે ધારેલા કરતા વિરૂદ્ધ પરિણામ લાગવાના સ્વભાવનો યોગ છે

મૂશળવજ્ર યોગ સોમવારને દિવસે ચિત્રા, શુક્રવારે જ્યેષ્ટા, શનિવારે રેવતી, બુધવારે ધનિષ્ટા, રવિવારે ભરણી, મગળવારે ઉત્તરાષાઢા, અને ગુરૂવારે ઉત્તગ ફાલ્ગુની નક્ષત્ર હોય તો તેથી મૂશળવજ્રયોગ નામનો યોગ થાય છે. આ મૂશળ વજ્રયોગ પણ શુભ કાર્યમા વર્જિત છે આથી આ મૂશળ વજ્રયોગને પણ વ્યાપારરોજગારના વ્યવસાયમા ત્યાજ્ય ગણવો કારણ કે ચિત્રવિચિત્ર ફળ આપવાનો આ યોગનો સ્વભાવ છે

★ ★

## પ્રકરણ ૧૯મું

## વણજવ્યાપારને લાભદાયક સૂચનાસલાહ

આ પ્રકરણમાં વણજવ્યાપારને લાભદાયક સૂચનાસલાહ આપવામાં આવેલાં છે, આ સૂચનાસલાહ લક્ષમાં લઈને વેપારીઓએ વેપાર કરવાની ભલામણ છે.

ધંધાધાપામાં ખાસ ખ્યાલમાં રાખવા લાયક નક્ષત્ર, સ્વામી, ગતિ અને નોંધ નીચે પ્રમાણે છેઃ—

| નક્ષત્ર | સ્વામી ગ્રહો | ગતિ | નોંધ |
|---|---|---|---|
| અશ્વિની | કેતુ | તેજ | |
| ભરણી | શુક્ર | તેજ | મંદ ગતિ પણ થાય. |
| કૃતિકા | સૂર્ય | તેજ | |
| રોહિણી | ચન્દ્ર | મંદ | |
| મૃગશિર્ષ | મંગળ | ગતિ નહિ | મંદ ગતિ પણ થાય. |
| આર્દ્રા | રાહુ | મંદ | યમઘંટ યોગ હોય ત્યારે ભા. ભા. ૧૦ તેજીમંદી કે ખૂલતા બજારનો આંકડો બંધ બજારે આવે. |
| પુનર્વસુ | ગુરૂ | મંદ | |
| પુષ્ય | શનિ | ગતિ નહિ | ૬૦ ઘડીનું આખું પુષ્ય નક્ષત્ર હોય ત્યારે બંધ બજારે ભા. ભા. અથવા ૮ આવે. |
| આશ્લેષા | બુધ | ગતિ નહિ | ભા. ભા. અથવા ખૂલતાનો આંકડો બંધ બજારે આવે. |

| | | | |
|---|---|---|---|
| મઘા | કેતુ | તેજ | |
| પૂર્વા ફાલ્ગુની | શુક્ર | મંદ | |
| ઉત્તરા ફાલ્ગુની | રવિ | તેજ | મંદ ગતિ પણ થાય |
| હસ્ત | ચંદ્ર | ગતિ નહિ | ભા ભા અથવા ૧૦ તેજીમંદી આવે |
| ચિત્રા | મંગળ | તેજ | |
| સ્વાતિ | રાહુ | મંદ | |
| વિશાખા | ગુરૂ | મંદ | |
| અનુરાધા | શનિ | તેજ | તેજ થઈ ને પછીથી મંદ ગતિ પણ થાય |
| જ્યેષ્ટા | બુધ | મંદ | વિછુડો હોય ત્યારે ગતિ તેજ થાય |
| મૂલ | કેતુ | મંદ | તેજ ગતિ પણ થાય |
| પૂર્વાષાઢા | શુક્ર | મંદ વિષ્ટિ હોય ત્યારે તેજ ગતિ પણ થાય | ખૂલતા બજારનો આકડો બધ બજારે આવે, કે ભા ભા પણ આવે |
| ઉત્તરાષાઢા | રવિ | મંદ | ખૂનતાનો આકડો બધ આવે ૧૦ તેજીમંદી કે ભા ભા પણ આવે |
| શ્રવણ | ચંદ્ર | મંદ | તેજ ગતિ પણ થાય |
| ધનિષ્ટા | મંગલ | તેજ | |
| શતતારકા (શતભિના) | રાહુ | મંદ | |
| પૂ. ભાદ્રપદા | ગુરૂ | મંદ | પૂર્વી ભાદ્રપદા નક્ષત્ર અને ઉત્તરા ભાદ્રપદા નક્ષત્ર |
| ઉ. ભાદ્રપદા | શનિ | મંદ | એકજ દિવસે હોય તો ભા ભા આવે |
| રેવતી | બુધ | ગતિ નહિ | છેલ્લુ પંચક હોય તો બધ બજારે છેલ્લો આકડો આવે ૫ આવે |

## પૂર્વાષાઢા–ઉત્તરાષાઢા નક્ષત્ર–મિલનની સૂચના

પૂર્વાષાઢા નક્ષત્ર જો ખૂલતા બજાર સમયે હોય અને ઉત્તરાષાઢા નક્ષત્ર જો બંધ બજાર વખતે હોય તો ખૂલતાં કેનસાં છેલ્લો જે આંકડો આવ્યો હોય તે જ આંકડો બંધ કેનમાં છેલ્લો આવે.

## ★ વાર–ગ્રહના ઉત્તમ કનિષ્ઠ અંક ★

વાર ગ્રહોના ઉત્તમાંક અને કનિષ્ઠાંક પણ વણજવ્યાપારમાં ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય હોઈ નીચે આપ્યા છે:–

| વાર અને ગ્રહ | ઉત્તમ આંકડા | કનિષ્ઠ આંકડા |
|---|---|---|
| રવિ | ૩,૬,૧૦,૧૧ | ૧,૨,૪,૫,૭,૮,૯,૧૨ |
| સોમ | ૧,૨,૩,૬,૭,૧૦,૧૧ | ૪,૫,૮,૯,૧૨ |
| મંગળ | ૩,૬,૧૦,૧૧ | ૧,૨,૪,૫,૭,૮,૯,૧૨ |
| બુધ | ૨,૪,૬,૮,૧૦,૧૧ | ૧,૩,૫,૭,૯,૧૨ |
| ગુરૂ | ૨,૫,૭,૯,૧૧ | ૧,૩,૪,૬,૮,૧૦,૧૨ |
| શુક્ર | ૧,૨,૩,૪,૫,૮,૯,૧૧,૧૨ | ૬,૭,૮ |
| શનિ | ૩,૬,૧૧ | ૧,૨,૪,૫,૭,૮,૯,૧૦,૧૨ |
| રાહુ અને કેતુ ગ્રહ | ૧,૩,૬,૯,૧૦,૧૧ | ૨,૪,૫,૭,૮,૧૨ |
| શુક્લ પક્ષમાં | ૨,૫,૯ | ૪,૮,૧૨ |
| કૃષ્ણ પક્ષમાં | ૪,૮,૧૨ | ૨,૫,૯ |

☞ **સૂચના :** રાહુ–કેતુગ્રહ શનિગ્રહની માફક ફળ આપતા હોવાથી શનિવારના આકડાઓની સાથે આ ગ્રહોના આંકડા લક્ષમા લેવા એ વણુજવ્યાપાર ખેડનાર વેપારીને વાસ્તે શ્રેયસ્કર છે રાહુ–કેતુગ્રહનો વાર બુધવાર હોવાથી બુધવારના આકડાઓની સાથે પણ આ ગ્રહોના આકડા ધ્યાનમા રાખવા એ ધધારોજગારના ખેલાડીને માટે માર્ગદર્શક છે

## ✯ ગ્રહફલાદેશ નિર્ણય ✯

વણુજવ્યાપાર ખેડનારા માટે ગ્રહફલાદેશનો નિર્ણય માર્ગદર્શક હોઇ નીચે આપ્યો છે –

### કયા ગ્રહ કયારે ફલ આપે ?

સૂર્યસ્વામીગ્રહ અને મગળસ્વામીગ્રહ રાશિ ઉપર આવ્યા પહેલા ફળ આપે, એટલે કે ૬૦ ઘડીના ચદ્રમાના પહેલા દિવસે રાત્રે બધ બજારે આ ગ્રહોની જ્યોતિષની અકસખ્યા ન્યૂયોર્ક કોટન માર્કેટના નવા મુબઈ કેનમા છેલ્લા આકડા તરીકે આવવાનો યોગ છે

ગુરૂસ્વામીગ્રહ અને શુક્રસ્વામીગ્રહ રાશિના મધ્ય ભાગ ઉપર આવ્યા પછી ફળ આપે તેથી ૬૦ ઘડીના ચદ્રમાના પહેલા દિવસે રાત્રે બધ બજારે કે ૬૦ ઘડીના ચદ્રમાના બીજા દિવસે ખૂલતા બજારે ફળ આપે, અર્થાત આ ગ્રહોની જ્યોતિષની અકસખ્યા ન્યૂયોર્ક કોટન માર્કેટના નવા મુબઇ કેનમા છેલ્લા આકડા તરીકે આવવાનો સયોગ છે

બુધ સ્વામીગ્રહ હંમેશાં ફળ આપે છે. તેથી ૬૦ ઘડીના ચંદ્રમાના પહેલા દિવસે ખૂલતાં, પહેલા દિવસે બંધે, કે ૬૦ ઘડીના ચંદ્રમાના બીજા દિવસે ખૂલતાં યા બંધે ન્યૂયોર્ક કોટન માર્કેટના નવા મુંબઇ કેનમાં છેલ્લા આંકડા તરીકે આવવાનો સંજોગ છે.

ચંદ્ર સ્વામીગ્રહ અને શનિ સ્વામીગ્રહ રાશિના અંતમાં ફળ આપે છે તેથી ૬૦ ઘડીના ચંદ્રમાના બીજા દિવસે બંધે કે ત્રીજા દિવસે ચંદ્ર ઉતરતાં ન્યૂયોર્ક કોટન માર્કેટના નવા મુંબઇ કેનમાં છેલ્લા આંકડા તરીકે આવવા સંભવ છે.

## સંક્રાંતિ રાશિના સૂર્યનો ફલનિશ્ચય

જે રાશિનો સૂર્ય જે દિવસે નવી સંક્રાંતિ બેસતી વખતે થતો હોય તે રાશિની સંક્રાંતિની સંખ્યાનો અંક તે દિવસે ખૂલતાં કે બંધ ન્યૂયોર્ક કૉટન માર્કેટના નવા મુંબઈ કેનના છેલ્લા આંકડા તરીકે આવે કે અમદાવાદના તેજીમંદીના આંકડા તરીકે આવે. માટે રૂ બજારનો વણજવ્યાપાર કરનારા વેપારીઓએ આ સૂચના ધ્યાનમાં રાખીને ધંધોરોજગાર કરવો, જેથી કાર્યસિદ્ધિમાં સહાયકર્તા રૂપ નીવડે.

## નક્ષત્રોના સૂર્યોના લાભાંક

વણજવ્યાપાર ખેડનાર વેપારીઓએ ધંધો–રોજગાર કરતાં પહેલાં જે દિવસે કે રાત્રે તેઓ વ્યવસાય કરવાના હોય તે દિવસે કે રાત્રિએ કયા નક્ષત્રનો સૂર્ય છે અને તે સૂર્યનો લાભાંક કયો છે તે વેપારના માર્ગદર્શન અર્થે લક્ષમાં લેવાની જરૂર છે, તેથી નક્ષત્રોના લાભાંકો નીચે આપવામાં આવે છે:—

# ★ નક્ષત્ર-સૂર્ય-અંક-સંખ્યા દર્પણ ★

| | | | | |
|---|---|---|---|---|
| અશ્વિની | નક્ષત્રના | સૂર્યનો | લાભાંક | ૮ છે. |
| ભરણી | ,, | ,, | ,, | ૫ છે. |
| કૃતિકા | ,, | ,, | ,, | ૨ છે |
| રોહિણી | ,, | ,, | ,, | ૪ છે. |
| મૃગશિર્ષ | ,, | ,, | ,, | ૪ છે. |
| આર્દ્રા | ,, | ,, | ,, | ૩ છે |
| પુનર્વસુ | ,, | ,, | ,, | ૮ છે |
| પુષ્ય | ,, | ,, | ,, | ૮ છે. |
| આશ્લેષા | ,, | ,, | ,, | ૬ છે. |
| મઘા | ,, | ,, | ,, | ૫ છે. |
| પૂર્વા ફાલ્ગુની | ,, | ,, | ,, | ૩ છે. |
| ઉત્તરા ફાલ્ગુની | ,, | ,, | ,, | ૧ છે. |
| હસ્ત | ,, | ,, | ,, | ૮ છે. |
| ચિત્રા | ,, | ,, | ,, | ૫ છે. |
| સ્વાતિ | ,, | ,, | ,, | ૪ છે. |
| વિશાખા | ,, | ,, | ,, | ૪ છે |
| અનુરાધા | ,, | ,, | ,, | ૯ છે. |
| જ્યેષ્ઠા | ,, | ,, | ,, | ૧ છે |
| મૂલ | ,, | ,, | ,, | ૮ છે |
| પૂર્વાષાઢા | ,, | ,, | ,, | ૩ છે. |
| ઉત્તરાષાઢા | ,, | ,, | ,, | ૦ છે |
| શ્રવણ | ,, | ,, | ,, | ૫ છે |
| ધનિષ્ઠા | ,, | ,, | ,, | ૨ છે. |

| | | | | |
|---|---|---|---|---|
| શતતારકા | નક્ષત્રના | સૂર્યનો | લાભાંક | ૪ છે. |
| પૂર્વા ભાદ્રપદા | ,, | ,, | ,, | ૯ છે. |
| ઉત્તરા ભાદ્રપદા | ,, | ,, | ,, | ૧ છે. |
| રેવતી | ,, | ,, | ,, | ૮ છે. |

☞ **સૂચના:** ઉપરનાં નક્ષત્રો જો હિંદુસ્તાનમાં રાત્રિના ૧૨ થી ૧ પર્યંત ન્યૂયોર્ક રૂ બજાર બંધ થતાં સુધીના સમયે વિદ્યમાન હોય તો જે દિવસે જે રાત્રે જે નક્ષત્ર બંધ બજાર વખતે હોય તે દિવસે તે રાત્રે ન્યૂયોર્ક રૂ બજારની બંધ ભાવના કેનના છેલ્લા આંકડા તરીકે તે નક્ષત્રનો લાભાંક આવે; અથવા ન્યૂયોર્ક તેજીમંદી ફિગરોના છેલ્લા આંકડા તરીકે આવે; માટે ન્યૂયોર્ક કૉટનનું બિઝનેસ કરનારાઓએ આ સૂચના લક્ષમાં લઈને પોતાનો વેપાર કરવો, જેથી તે તેને માર્ગ-દર્શક થઈ પડે.

## ભાવના ભાવનાં વાર-નક્ષત્રો

ન્યૂયોર્ક રૂ બજાર બંધ થતી વખતે કયે વારે કયું ૬૦ ઘડીનું નક્ષત્ર હોય તો કેનમાં ભાવના ભાવ આવે તે આ બજારનો ધંધો કરનારા ખેલાડીઓની જાણ માટે નીચે આપવામાં આવે છે:—

## ★ ભાવના ભાવ વારદર્શન ★

| | | | |
|---|---|---|---|
| રવિવારે અનુરાધા | નક્ષત્ર | હોય તો | ભાવના ભાવ આવે. |
| સોમવારે ઉત્તરાષાઢા | ,, | ,, | ,, |
| મંગળવારે શતતારકા | ,, | ,, | ,, |
| બુધવારે અશ્વિની | ,, | ,, | ,, |
| ગુરૂવારે મૃગશિર્ષ | ,, | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| શુક્રવારે આશ્લેષા | નક્ષત્ર હોય તો ભાવના ભાવ આવે. | | |
| શનિવારે હસ્ત | " | " | " |
| રવિવારે મઘા | " | " | " |
| સોમવારે વિશાખા | " | " | " |
| મંગળવારે આર્દ્રા | " | " | " |
| બુધવારે મૂળ | " | " | " |
| ગુરૂવારે કૃતિકા | " | " | " |
| શુક્રવારે રોહિણી | " | " | " |
| રાહુ-કેતુ ગ્રહોએ હસ્ત | " | " | " |

## ★ ગ્રહોચંદ્રોના ઉચ્ચ અને નીચ અંશો ★

ગ્રહોના અને ચંદ્રોના ઉચ્ચ અને નીચ અંશો પણ વાયુજવ્યાપાર ખેડનાર ખેલાડીઓએ જાણવાની જરૂર છે, જેથી તે તેમને માર્ગદર્શક થઈ પડે, આથી અમે ગ્રહોના ઉચ્ચનીચ અંશોની સંખ્યાનું કોષ્ટક આ નીચે આપીએ છીએ -

### ઉચ્ચનીચ અંશસંખ્યા

ગ્રહોની ઉચ્ચનીચ અંશસંખ્યા આ પ્રમાણે છે —

| | સૂર્ય ગ્રહ | ચંદ્ર ગ્રહ | મંગળ ગ્રહ | બુધ ગ્રહ | ગુરૂ ગ્રહ | શુક્ર ગ્રહ | શનિ ગ્રહ |
|---|---|---|---|---|---|---|---|
| | મેષ ચંદ્ર | વૃષભ ચંદ્ર | મકર ચંદ્ર | કન્યા ચંદ્ર | કર્ક ચંદ્ર | મીન ચંદ્ર | તુલા ચંદ્ર |
| પરમ ઉચ્ચ અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |
| | તુલા ચંદ્ર | વૃશ્ચિક ચંદ્ર | કર્ક ચંદ્ર | મીન ચંદ્ર | મકર ચંદ્ર | કન્યા ચંદ્ર | મેષ ચંદ્ર |
| | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |

## યશલાભદાતા નક્ષત્રોની નામાવલિ

**યશલાભ નક્ષત્રમાલા:** આર્દ્રા, પુનર્વસુ, મઘા, પૂર્વા ફાલ્ગુની, સ્વાતિ, મૃગશિર્ષ, અનુરાધા, મૂલ, ધનિષ્ટા, પૂર્વા ભાદ્રપદા અને રેવતી નક્ષત્રમાં નવું કાર્ય કરવાથી યશ સહિત લાભની પ્રાપ્તિ થાય છે.

**ખોટ વહેલી પાછી મેળવવાનાં નક્ષત્રો:** પૂર્વ દિશા ભણીની વસ્તુઓના વ્યાપારમાં ગયેલી ખોટ ૬૦ ઘડીના રોહિણી, પુષ્ય, ઉત્તરા ફાલ્ગુની, વિશાખા, પુર્વાષાઢા, ધનિષ્ઠા અને રેવતી નક્ષત્રમાં ધંધો કરવાથી વહેલી પાછી મેળવી શકાય.

**ત્રણ દિવસમાં મેળવનારાં નક્ષત્રો:** દક્ષિણ દિશા ભણીની વસ્તુઓના વ્યાપારમાં ગયેલી ખોટ ૬૦ ઘડીના મૃગશિર્ષ, આશ્લેષા, હસ્ત, અનુરાધા, ઉત્તરાષાઢા, શતતારકા અને અશ્વિની નક્ષત્રમાં ધંધો કરવાથી ત્રણ દિવસમાં પાછી મેળવી શકાય.

**એક મહિનામાં મેળવનારાં નક્ષત્રો:** પશ્ચિમ દિશા ભણીની વસ્તુઓના વ્યાપારમાં ગયેલી ખોટ ૬૦ ઘડીના આર્દ્રા, મઘા, ચિત્રા, જેષ્ટા, અભિજીત, પૂર્વા ભાદ્રપદા અને ભરણી નક્ષત્રમાં ધંધો કરવાથી એક મહિનામાં પાછી મેળવી શકાય.

**ખોટ ભરપાઈ નહિ કરનારાં નક્ષત્રો:** ઉત્તર દિશા ભણીની વસ્તુઓના વ્યાપારમાં ૬૦ ઘડીના પુનર્વસુ, પૂર્વા ફાલ્ગુની, સ્વાતિ, મૂલ, શ્રવણ, ઉત્તરા ભાદ્રપદા અને કૃતિકા નક્ષત્રમાં ગયેલી ખોટ પાછી મેળવી શકાય નહિ.

## ✯ સાત વારનાં દિવસરાતનાં ચોઘડિયાં ✯

વણજવ્યાપાર ખેડનાર વેપારીએ ધંધોરોજગાર કરતાં પહેલા સાતે વારના દિવસરાતના ચોઘડિયાં જોઈ જઈને પછીથી પોતાના વ્યવસાયનુ મુહૂર્ત નક્કી કરવાનો સમય પસંદ કરવો. આ ચોઘડિયાંનો કોઠો નીચે આપીએ છીએ –

### ✯ ચોઘડિયાંનો કોઠો ✯

દિવસનાં ચોઘડિયા-(૩॥ ઘડી=૧॥ કલાક)

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |

☞ **સમજણ:** એક ચોઘડિયુ ૩॥ ઘડીનુ એટલે ૧॥ કલાક સુધી રહે છે, એટલે સવારના સૂર્યોદયથી ૧૨ કલાકમા ૮

ચોઘડિયાં હોય છે. અમૃત, શુભ, લાભ અને ચલ એટલાં સારાં ચોઘડિયાં જાણવાં; અને ઉદ્વેગ, રોગ તથા કાળ એટલાં ખરાબ ચોઘડિયાં જાણવાં. સારાં ચોઘડિયાંમાં કરેલા કાર્યનું ફળ સારૂં મળે છે અને ખરાબમાં કરેલાં કામનું ફળ ખરાબ મળે છે, માટે વ્યાપારધંધો કરનારાઓએ લાભ મેળવવાને સારા ચોઘડિયામાં રોજગાર કરવો. ખરાબ ચોઘડિયાંમાં વેપાર ખેડવો નહિ, જેથી તેના ખેલાડીને નાણાંનું નુકસાન ના જાય.

રાત્રિનાં ચોઘડિયાં (૩ાા ઘડી=૧ાા કલાક)

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ |
| ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચળ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |

☞ **ખુલાસો :** આ રાત્રિનાં ચોઘડિયાંના કોઠામાં ઉપરના દિવસના ચોઘડિયાંના કોઠાના કરતાં એટલો જ ફરક છે કે,

એક વારના પહેલા ચોઘડિયા પછી તે વારથી પાચમા વારનુ ચોઘડિયુ બેસે એમ સમજવુ.

## પૃથ્વી સૂતી છે કે બેઠી છે તેની સમજ

વણજવેપાર ખેડનારે ખાતમુહૂર્ત કરતી વખતે પૃથ્વી સૂતી છે કે બેઠી છે તે જોવાની જરૂર છે. સુદી ૧થી પ્રારભીને તિથિ તથા વાર અને નક્ષત્રની સખ્યાનો સરવાળો કરી તેને ચારથી ભાગવો જો નીચે ૧ શેષ વધે તો પૃથ્વી ઊભી છે એમ જાણવુ, ૨ વધે તો પૃથ્વી બેઠી છે માનવુ, ૩ વધે તો સૂતી છે ગણવુ અને ૦ વધે તો જાગતી જાણવી. બેઠી પૃથ્વીમા ઘરનો અથવા ધધાનો આરભ કરવો પણ જાગતી અને ઊભીમા ઘર કરવુ નહિ કે ધધો ખેડવો નહિ

## ધધારોજગારની પેઢીનું મુહૂર્ત

વણજવ્યાપાર કરનાર વેપારીએ પોતાની પેઢીનુ મુહૂર્ત, અનુરાધા, ઉત્તરા, પુષ્ય, રેવતી, મૃગશિર્ષ, રોહિણી, હસ્ત અને ચિત્રા એ લાભદાયક નક્ષત્રો, અને સોમવાર, બુધવાર, ગુરૂવાર તથા શુક્રવાર એ ફળદાયક વારો તેમજ શુભ તિથિમા કરવાની કાળજી રાખવી, જેથી યશકીર્તિ, વિજયલક્ષ્મી તથા અર્થપ્રાપ્તિ થઈ કાર્યસિદ્ધિ થાય.

## વણજવ્યાપારમાં સૂર્યગ્રહણનો ત્યાગ

વણજવ્યાપાર કરનાર વેપારીઓએ ધધારોજગારમા સૂર્યગ્રહણનો ત્યાગ કરવો જોઇએ, અર્થાત સૂર્યગ્રહણના સમય દરમિયાન વેપારવ્યવસાય કરવો જોઇએ નહિ, જેથી લક્ષ્મીને

હાનિ પહોંચે નહિ. હિંદમાં સંવત ૨૦૦૦ શાકે ૧૮૬૬ના અખાડ વદી ૩૦ (અમાસ), ગુરૂવાર તા૦ ૨૦–૭–૧૯૪૪ના દિને સૂર્યગ્રહણ આવે છે. તેનાં ઘડી, પળ, સ્પર્શ, મધ્ય, મોક્ષ, પર્વકાળ અને ગ્રાસ વેપારીઓની માહિતી માટે નીચે આપવામાં આવે છે :—

આ ગ્રહણ અમદાવાદ–સુરતમાં આ પ્રમાણે દેખાશે:—

| | સ્પર્શ | મધ્યમ | મોક્ષ | પર્વકાળ | ગ્રાસ |
|---|---|---|---|---|---|
| ઘડી પળ | ૭–૪૫ | ૧૦–૫ | ૧૬–૩૨ | ૮–૪૭ | ૧૦–૦ |
| સ્ટાન્ડર્ડ ટાઇમ કલાક મિનિટ | ૯–૧ | ૯–૫ | ૧૨–૩૨ | ૩–૩૦ | ૦–૦ |

મુંબઈમાં દેખનારા સૂર્યગ્રહણની સમજણ નીચે મુજબ છે:—

ગ્રહલાઘવ ગણિત પ્રમાણે નોટીકલ પ્રમાણે મુંબાઈ ટાઇમ

| | ઘડી–પલ | કલાક મિનિટ |
|---|---|---|
| સ્પર્શ કાળ | ૬–૫૨ | ૮ — ૧૯ |
| મધ્ય કાળ | ૯–૫૪ | ૯ — ૩૧ |
| મોક્ષ કાળ | ૧૫–૩૮ | ૧૧ — ૪૯ |
| પર્વ કાળ | ૮–૪૬ | ૩ — ૩૦ |
| ગ્રાસ | ૧૦–૬ | |
| શેષ | ૦–૧૭ | |

## સૂર્યગ્રહણમાં કરવાનાં કામકાજ

આ સૂર્યગ્રહણ સમયે સ્પર્શ થતા પહેલા ભસ્મ, રૂદ્રાક્ષ, ત્રિપુન્ડ્ર ધારણ કરી, સ્નાનસધ્યાદિ પટ્કર્મ કરી પવિત્ર આસન પર બેસીને પોતાના વૈદિક ઇષ્ટદેવતા શ્રી શંકર ભગવાનનું, પોતાના કુળવંશના ઈષ્ટદેવતા તથા શ્રી વિષ્ણુભગવાનનુ હૃદયમા સ્મરણ કરવુ. શ્રી ગાયત્રી મત્ર અને પોતાના ગુરૂએ આપેલા મત્રનો જપ કરવો શિવપુરાણ, રામાયણ, મહાભારત, ભાગવત, ગીતા, વિષ્ણુ સહસ્ર નામ ઈત્યાદિ સ્તોત્રોનો પાઠ કરવો જો સ્થિતિમજોગો સાનુકૂળ હોય અને દેશકાળ અનુકૂળ હોય તેમજ પોતાના શક્તિસયોગો હોય તો સુવર્ણ, ચાદી, ગાય, આભૂષણ, વસ્ત્ર ઈત્યાદિ વસ્તુઓનુ સુપાત્ર હિદુ ગરીબો તેમજ અન્ત્યજ જાતિને દાન આપવુ આ ધર્મકર્મની ક્રિયાવિધિ શ્રી સનાતન વૈદિક વર્ણાશ્રમ શ્રૌત સ્માર્ત હિદુ ધર્મની પ્રાચીન સનાતની શાસ્ત્રગ્રથોએ દર્શાવેલી તથા આજ્ઞા કરેલી શ્રેષ્ટ શ્રેણિએ કરવી

## સૂર્યગ્રહણનાં રાશિવાર લાભહાનિ

આ સૂર્યગ્રહણના રાશિવાર લાભહાનિ નીચે પ્રમાણે છે –

**ફાયદો–નુકસાન :** આ સૂર્યગ્રહણ વૃષભરાશિ, કુભરાશિ, કન્યારાશિ અને તુલારાશિવાળા માનવીઓને માટે લાભકર્તા છે મિથુનરાશિ, મકરરાશિ, વૃશ્ચિકરાશિ અને મીનરાશિ વગેરે રાશિ મનુષ્યોને માટે મધ્યમ પ્રકારનો ફાયદો આપનારૂ છે, મેષરાશિ, કર્કરાશિ, સિહરાશિ અને ધનરાશિના માણસોને માટે દુખદાયક છે, તેથી આ ગ્રહણ આ રાશિની વ્યક્તિઓએ જોવુ નાહ એવી સલાહ છે

## છીંકફળ કોષ્ટક

| દિશ | પૂર્વ | પશ્ચિમ | ઉત્તર | દક્ષિણ |
|---|---|---|---|---|
| ફળ | અશુભ | ઇષ્ટપ્રાપ્તિ ને લાભ સિદ્ધિ | કલેશકંકાશ | અનિષ્ઠ કાર્યની હાનિ |
| દિશા | અગ્નિ ખૂણો | નૈઋત્ય ખૂણો | વાયવ્ય ખૂણો | ઇશાન ખૂણો |
| ફળ | શોક દિલગીરી | શુભ સ્નેહીનું સંમેલન | ધનનો લાભ | શુભકારક |

☞**સમજણ :** જો ઉર્ધ્વ ભાગમાં અને પાછળ છીંક થાય તો તેનું ફળ સારૂં છે. પોતાની છીંક લાભકારક ગણાતી નથી. સ્નાન ગોઠવવામાં, ભોજન કરવામાં, સૂઈ જવામાં કે સૂતાં અને દાન કરવામાં છીંક થવાનો દોષ મનાતો નથી; પોતાની ડાબી બાજુએ થયેલી છીંક ફાયદો કરે છે અને કાર્યસિદ્ધિ કરાવે છે.

## બીજનો ચંદ્ર અને વેપારરોજગાર

જે વારે બીજનું ચંદ્રદર્શન થતું હોય તે વારે ચન્દ્રમાને જોઇને—ખાવા નહિ ખાવાની વસ્તુઓ વેપારરોજગાર ઉપર અસર કરતી હોવાથી ધંધાદારીઓના લાભ માટે નીચે આપી છે :—

| રવિવાર | સોમવાર | મંગળવાર | બુધ વાર | ગુરૂ વાર | શુક્રવાર | શનિવાર |
|---|---|---|---|---|---|---|
| નાગરવેલનું પાન ખાવું | દર્પણ (ચાટલું) જોવું | ધાણા ખાવા | ગોળ ખાવો | દહીં ખાવું | રાઇનો દાણો ગળવો | વાવડીંગ ખાવું |

## વેપારરોજગાર અને પનોતી વિચાર

વેપારરોજગાર ખેડનારા ધધાદારીઓએ પોતાની પનોતીનો ખાસ વિચાર કરવો જોઈએ, આથી વેપારીખેલાડીના લાભાર્થે રાશિવાર પનોતીનો કોઠો નીચે આપ્યો છે.

### રાશિપનોતી કોષ્ટક

- **વરખ રાશિનાં** માનવીઓને ગળે ઉતરતી પનોતી તેજદાર તાબાને પાયે સારી મનાય
- **મિથુન રાશિનાં** મનુષ્યોને છાતીએ રૂપાળા રૂપાના પાયે સારી ગણાય.
- **કર્ક રાશિનાં** માણસોને માથે સુવર્ણને પાયે ખરાબ કહેવાય
- **વૃશ્ચિક રાશિની** વ્યક્તિઓને અઢી વરસની નાની પનોતી ચમકદાર ચાંદીને પાયે સારી મનાય
- **મીન રાશિનાં** નરનારી બાલગોપાલને અઢી વર્ષની નાની પનોતી રઢિયાળા રૂપાને પાયે સારી ગણાય.

**સમજ** —તા ૩૧મી જુલાઈ સને ૧૯૪૩થી બદલાઇ છે -લોકમાન્ય બાલગગાધર તિલક પચાગમા તા ૧લી જુલાઈ સને ૧૯૪૩ આપી છે

*

## વણજવ્યાપાર અને શ્વાનકાનફફડાટ

વણજવ્યાપારના ખેલાડીઓ વેપાર કરવાને પોતાને ઘેરથી અથવા પોતાની પેઢીએથી નીકળીને ધંધાબજાર તરફ જતાં કદાચ કૂતરો કાન ફફડાવે તો તેનું ફળ કેવું છે તે વેપારીઓની માહિતી માટે નીચે આપ્યું છેઃ–

### શ્વાનકાનના શુકન-અપશુકન

| | | |
|---|---|---|
| **ઈશાન ખૂણે** અશુભ સમાચાર સાંભળે. | **પૂર્વ દિશાએ** ધારેલા કામનો નાશ થાય. | **અગ્નિ ખૂણે** અશુભ. |
| **ઉત્તર દિશાએ** અણચિંતવ્યો કલેશ. | ઘરઆંગણે કે દુકાનને ઓટલે અપશુન; કાર્ય સિદ્ધ ના થાય. | **દક્ષિણ દિશાએ** સુખસંતોષ થાય; લાભના સમાચાર મળે. |
| **વાયવ્ય ખૂણે** કંકાશઉચાટ થાય. | **પશ્ચિમ દિશાએ** કુસંપ, રોગ, દુઃખ દર્દ. | **નૈઋત્ય ખૂણે** સુખસંતોષ લાભ. |

## ધંધોરોજગાર અને અંગફરકફળ

ધંધોરોજગાર કરનારાં વેપારીને વ્યાપાર કરવા જતાં અગાઉ–જતી વખતે કે ગયા પછી–પોતાના શરીરનું અંગ ફરકે તો તેનું શુભાશુભ ફળ શું છે તે તેણે જાણવાની જરૂર છે; તેથી તેઓના હિતાર્થે અંગ ફરકવાનું શુભાશુભ ફળ નીચે આપ્યું છેઃ–

શરીરના જે જે અગનું નામ લખ્યુ છે તે અગ સ્રીનું ડાબું અને પુરૂષનુ જમણુ ફરકે તો લખેલુ ફળ મળે તેમ જાણવુ સ્રીને પુરૂષલાભ અને પુરુષને સ્રીલાભ સમજવો

મસ્તક પૃથ્વીનો લાભ, લલાટ ઉચું સ્થાન મળે. ભ્રુકૂટી અને નાકની વચ્ચેનો ભાગ પ્રિય મનુષ્યનો સમાગમ, નાક અને આખની વચ્ચે સહાયકનો લાભ. આખના છેડા ધનલાભ આખનાં ઉપલાં પોપચા વિજય આખના નીચલા પોપચા. કકાશ કે મારામારી થાય બન્ને કાન લાભની વાત સાભળે બને ગાલ સ્રીનુ ધન મળે નાસિકા હરખ અને સુખ બન્ને હોઠ ઇષ્ટ સમાગમ હાથ ધનલાભ. પીઠવાસો પરાજય છાતી વિજય બને પડખા સ્રીલાભ. કમ્મર હરખ થાય, બળ વધે નાભિ પોતાના દેશમા જવાનુ થાય ભ્રુકૂટી–ધનસમૃદ્ધિ અને બધુનો લાભ. હૃદય ધનનો નાશ, દુ ખ કુલાગુદા. વાહનનો લાભ સ્રીનો ગુહ્ય ભાગ પતિનો લાભ પુત્રનો ગુપ્ત ભાગ–લિંગ પુત્રનો લાભ. સાથળ નુકસાની પગના તળા લાભકારક સુસાફરી.

જે જે અવયવ ડાબુ જમણુ બે છે, તેમા પુરૂષને જમણી તરફનુ લાભકારક અને ડાબી તરફનુ હાનિકારક તથા સ્રીઓને ડાબી તરફના લાભકારક અને જમણી તરફના હાનિકારક છે.

✶

## વણજવ્યાપાર અને ગર્ધવનાદ

[ દિશા અને પ્રહર (પહોર) ]

વણજવ્યાપાર કરનાર ગૃહસ્થો ધંધો કરવા જતા હોય ત્યારે ગધેડો ભૂંકે તો તેના શુકન ગણાય કે અપશુકન મનાય તેની માહિતી નીચે આપી છે :—

### ગર્ધવનાદ શુકન અપશુકન કોષ્ટક

| ઇશાન ખૂણે | પ્રહર | પૂર્વ દિશાએ | પ્રહર | અગ્નિ ખૂણે | પ્રહર |
|---|---|---|---|---|---|
| મૃત્યુ | ૧ | ધનપ્રાપ્તિ | ૧ | સ્ત્રીલાભ | ૧ |
| અગ્નિભય | ૨ | સ્ત્રીલાભ | ૨ | કલેશકંકાશ | ૨ |
| રાજસંપત્ત | ૩ | અગ્નિભય | ૩ | સુખસંતોષ | ૩ |
| ચોરભય | ૪ | કાયાને કષ્ટ | ૪ | મિષ્ટાન્ન ભોજન | ૪ |
| **ઉત્તર દિશાએ** | **પ્રહર** | ઘરને આંગણે કે દુકાન પાસે કે સામેથી આવતું જો ગધેડું ભૂંકે તો જે કામ કરવા જતા હો તો તે કામ કરવાનું તે દિવસે બંધ રાખવું, કારણ કે પરિણામ વિપરિત આવે પસ્તાવું પડે. | | **દક્ષિણ દિશા** | **પ્રહર** |
| ચોરભય | ૧ | | | મહેમાન આવે | ૧ |
| દ્રવ્યલોભ | ૨ | | | સુખસંતોષ | ૨ |
| નરેશને કષ્ટ | ૩ | | | અણચિંતવ્યો લાભ | ૩ |
| વસ્તુરક્ષણ | ૪ | | | મરણ સમાચાર | ૪ |
| **વાયવ્ય ખૂણે** | **પ્રહર** | **પશ્ચિમ દિશા** | **પ્રહર** | **નૈઋત્ય ખૂણે** | **પ્રહર** |
| લક્ષ્મીલાભ | ૧ | સુખ સંતોષ | ૧ | વરસાદ થાય | ૧ |
| કલેશકંકાશ | ૨ | મૃત્યુ સમાચાર | ૨ | ભય | ૨ |
| સ્ત્રીલાભ | ૩ | ધનપ્રાપ્તિ | ૩ | અણચિંતવ્યો લાભ | ૩ |
| મિષ્ટાન્ન ભોજન | ૪ | વિદ્યાલાભ | ૪ | કલ્યાણ કરે | ૪ |

# ધધોરોજગાર અને ઘુવડઅવાજ

## [ દિશા અને પ્રહર ]

ધધોરોજગાર કરનાર વેપારીઓ વણજવ્યાપાર ખેડવા જતા હોય ત્યારે રાતનો રાજા ઘુવડ બોલે તેના શુકનઅપશુકન કેવા છે ને તેનાથી લાભાલાભ શું થાય છે તેની માહિતી નીચે આપી છે.–

### ઘુવડનાદ કોષ્ટક

| ઈશાન ખૂણો | પ્રહર | પૂર્વ દિશા | પ્રહર | અગ્નિ ખૂણો | પ્રહર |
|---|---|---|---|---|---|
| ભય ઉપજે | ૧ | લક્ષ્મીલાભ | ૧ | અર્થલાભ | ૧ |
| લાભ દેખાડે | ૨ | ચિંતા ઉપજે | ૨ | સુખપ્રાપ્તિ | ૨ |
| રોગ કરે | ૩ | અગ્નિભય | ૩ | કલેવક કાશ | ૩ |
| મહાભય | ૪ | સુખલાભ | ૪ | રોગદુખ | ૪ |
| **ઉત્તર દિશા** | **પ્રહર** | પોતાના રહેવાના ઘર ઉપર કે વેપારની પેઢી ઉપર ઘુવડ બોલતો હોય તો તે દિવસે કરવાનો વેપાર બંધ રાખવો, બીજે દિવસે કરવો જેથી નુકશાન ના થાય | | **દક્ષિણ દિશા** | **પ્રહર** |
| ચિન્તા | ૧ | | | અર્થલાભ | ૧ |
| ગજા પર વિપત્તિ | ૨ | | | સુખપ્રાપ્તિ | ૨ |
| યશ વધે | ૩ | | | કલેવક કાશ | ૩ |
| ભય | ૪ | | | રોગઉપદ્રવ | ૪ |
| **વાયવ્ય ખૂણો** | **પ્રહર** | **પશ્ચિમ દિશા** | **પ્રહર** | **નૈઋત્ય ખૂણો** | **પ્રહર** |
| ધનલાભ | ૧ | ચિત્તમા ચિંતા | ૧ | રોગવૃદ્ધિ | ૧ |
| મિત્ર મળે | ૨ | અગ્નિભય | ૨ | રાજ્યમાન | ૨ |
| રાજ્યમાન | ૩ | ધનલાભ | ૩ | ધનપ્રાપ્તિ | ૩ |
| ચોરભય | ૪ | સુખવૃદ્ધિ | ૪ | સ્ત્રીલાભ | ૪ |

## જોખમકારક મહિનાવાર તારીખો

પાશ્ચાત્ય જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે પ્રત્યેક મહિનામાં કેટલાક દિવસો અશુભ ગણાય છે. આ અમંગલ દિવસોને પશ્ચિમના જ્યોતિષશાસ્ત્રીઓ વર્જિત માને છે; અને તે ત્યાજ્ય દિવસોએ શુભ કાર્યો કરવાની મનાઈ ફરમાવે છે. આનો અર્થ એ નથી થતો કે આ ત્યાજ્ય દિવસોએ અશુભ કામો કરવાની તેઓ છૂટ આપે છે. પાશ્ચાત્ય જ્યોતિષવિદ્યાને માન આપનારા યુરોપ, અમેરિકા અને ઓસ્ટ્રેલિયાના ગોરા વેપારીઓ આ વર્જિત દિવસોએ નવું સાહસ ખેડવાનું જોખમ વહોરતા નથી. શ્રદ્ધાળુ ગોરા ધંધાદારીઓ આ ત્યાજ્ય દિવસોએ વણજવ્યાપાર ખેડતા નથી. હિંદના મોટા ભાગનાં વેપારી બજારોનો આધાર આપણા ઉપર અંગ્રેજી રાજ્યસત્તા હોવાને લીધે યુરોપ–અમેરિકાના દેશોનાં વેપારી બજારો ઉપર છે; આથી હિંદી વેપારીઓએ પણ પોતાના ધંધારોજગાર માટે આ દિવસો વર્જિત માની તે દિવસે વ્યાપારવ્યવસાય નહિ કરવો એ તેમના હિત માટે લાભકર્તા છે. આથી અમો આ ત્યાજ્ય અંગ્રેજી માસવાર તારીખો આ નીચે આપીએ છીએઃ—

| મહિનાનું નામ | ત્યાજ્ય તારીખો |
|---|---|
| જાન્યુઆરીમાં | ૩,૪,૫,૯,૧૧ ત્યાજ્ય તારીખ છે. |
| ફેબ્રુઆરીમાં | ૭,૧૩,૧૭,૧૯ ,, ,, |
| માર્ચમાં | ૧૩,૧૫,૧૬ ,, ,, |
| એપ્રિલમાં | ૫,૧૪ ,, ,, |
| મેમાં | ૮,૪ ,, ,, |
| જૂનમાં | ૬ ,, ,, |

| | | | |
|---|---|---|---|
| જુલાઈમા | ૧૬,૧૯ | ત્યાજ્ય તારીખ | છે |
| ઑગષ્ટમા | ૮,૧૬ | ,, | ,, |
| સપ્ટેંબરમા | ૧,૧૫,૧૬ | ,, | ,, |
| ઑક્ટોબરમા | ૧૬ | ,, | ,, |
| નવેમ્બરમા | ૧૫,૧૬ | ,, | ,, |
| ડિસેમ્બરમા | ૬,૭,૧૧ | ,, | ,, |

☞ **સૂચના:** પાશ્ચાત્ય જ્યોતિષીઓના અભિપ્રાયે આ તારીખો "મહિનાવાર જોખમકારક તારીખો" મનાતી હોવાથી આ તારીખો ધ્યાનમા રાખીને વ્યાપાર કરવાની અમારી વેપારીઓને સલાહ છે

## મકર સક્રાંતિના લાભાલાભ

વણજવ્યાપાર કરનારા ગૃહસ્થો માટે મકરસક્રાંતિના લાભાલાભ જાણવા જરૂરી હોવાથી ધધારોજગાર કરનારાના હિતાર્થે અમો નીચે આપીએ છીએ —

**સક્રાંતિનો ફલાદેશ:** સવત ૨૦૦૦ના પોષ માસના વદી ૪ પખવાડિયાની ને શુક્રવારે ઈષ્ટ ઘડી ૨૩, પળ ૪૦થી મકરસક્રાંતિ આરભાય છે તેનુ વાહન વાઘ તથા ઉપવાહન ઘોડાનું છે દેહે વસ્ત્ર પીળા રગના છે, હથિયાર ગદાનું છે, ભાલપ્રદેશમા તિલક કેસર કુમકુમનુ રાતુ છે. અવસ્થા બેઠેલી છે, પુષ્પ જૂઈ અને ભક્ષણ ભોજન દૂધપાકનુ છે. સુવર્ણ અને મુક્તાના આભૂષણ ધારણ કરીને ઉત્તર દિશામાથી આવે છે અને દક્ષિણ દિશામા જાય છે, નૈઋત્ય ખૂણા પ્રત્યે અવલોકન કરે છે, કુમારી અવસ્થા છે વારનામ મિશ્રા છે નક્ષત્રનામ ઘોરા છે જાતિ ભૂતપ્રેત યોનિ છે મૂર્તિ ૩૦ની છે તેનો ફલાદેશ નીચે પ્રમાણે છે

આ સંક્રાંતિ પશ્ચિમ દિશાના પ્રદેશો અને પૂર્વ દિશાના દેશો માટે અનિષ્ઠકર્તા છે. વણજવ્યાપારનાં બજારોમાં આ સંક્રાતિ મહાન ઉલ્કાપાત મચાવી મોટી તેજીમંદી કરશે. સાગરતટનાં બંદરી નગરોની સહિસલામતી જોખમાશે. ભૂખમરો ભયંકર સ્વરૂપ ધારણ કરશે. મોંઘવારી રાક્ષસી રૂપ લેશે. પ્રત્યેક વસ્તુઓના બજારભાવો વધી જશે. નરેશોમાં દારૂણ દાવાનળ જામી પડી રૌદ્ર રૂપ ધારણ કરશે. રાજ્યશાસનનાં પ્રવૃત્તિપ્રયત્નો સફલતા સંપાદન કરશે. જનસમાજનું સંગઠન થશે. સુવર્ણ, ચાંદી અને મુક્તાદિ મૂલ્યવાન ઝવેરાતની વસ્તુઓના ભાવો ઊંચા જશે. જીવનનિર્વાહની નિત્યઉપયોગી દૂધ, ઘી, તેલ, આદિ વસ્તુઓના ભાવો વધશે. કાપડસૂતરની અછત જણાશે. અનાજદાણો પુષ્કળ પાકશે પરંતુ ખપ પૂરતો યે મેળવી એકત્ર કરી શકાશે નહિ. વરસાદ અને ખેતીવાડી માટે ખરાબ ભવિષ્ય છે. **આ કુલ અનિષ્ઠમાં અનિષ્ઠ અને ભયાનકમાં ભયાનક** હોવાથી જે જીવશે તે જોશે; પ્રભુ જેને બચાવશે તે બચશે.

* *

# પ્રકરણ ૨૦મું

## ગોરખનાથની ભવિષ્યવાણી :

## ભડળી વાકય આગાહી

વાણુજવ્યાપારના ખેલાડીઓને માર્ગદર્શન માટે જેમ "ગોરખનાથની ભવિષ્યવાણી" જાણુવાની જરૂર છે તેમજ ધધારોજગારના વેપારીઓને દિશાસૂચન વાસ્તે "ભડળી વાકયની ભવિષ્યઆગાહી"થી માહિતગાર થવાની પણુ તેમના વ્યવસાય અર્થે અતિ આવશ્યક છે તેનો સંક્ષિપ્ત સાર નીચે આપીએ છીએઃ

### ભડળી વાણી

કારતક સુદ બારસનુ દેખ, માગશર સુદ દશમી તુ પેખ;
પોષ સુદ પાચમ રવિવાર, મહા સુદ સાતમ નિરધાર
તે દિન જો મેઘો ગાજત, માસ ચાર અબર વરસત,
ફાગણી પાચમ ચૈત્રી બીજ, વૈશાખી પડવો ગણી લીજ,
એ દિન જો ગાજતો મેહ, લાભ સવાયો નહિ સદેહ
અશ્વની ગળતા અન્નનાશ, રેવતી ગળતા નવ જળ આશ;
ભરણી નામે તૃણુ ના સધી, વરસે નર કૃતિકા જો વધી.

★

મહા મહિને ઠડી પડે, ફાગણે પવન પુકાય;
ચૈત્રે ચોખ્ખુ વ્યોમ તો, વૈશાખે વાદળ થાય.
જેઠે ગરમી જોર ને આર્દ્રે વરસાદ,
રગબેરગી વાદળા, સુકાળનો છે સાદ

હોય અખાડી પૂર્ણિમા, પૂર્વ પવન સોમવાર,
દિવસ રાત વાદળ રહે, મયૂરનો ટહુકાર,
આર્દ્રા આવે નિશે, મેઘધનુષ આકાર;
ગાજવીજ તોફાનથી કૃતિકામાં વરસાદ.
લીલા કાળ રૂપ માનવા સુકાળના એ પાદ.

★

શનિ રવિ ને મંગળા, જો પોઢે જદુરાય;
ચાક ચઢાવે મેદની, પૃથ્વી પ્રલય થઈ જાય.
પોષે પંચ શનિ અને માઘે પંચ રવિ;
પંચ ભોમ ફાગણ મહીં એ દુકાળનાં વહ્નિ.

★

અખાડ સુદી પંચમી, જો ઝબૂકે વીજ;
દાણા વેચી ઘર કરો, લો બળદ ને બીજ.
શ્યામળ વ્યોમ ડરાવતાં, ઉજવલ બરસનહાર;
જાડા નર સોહામણા, સુકલકડી લડનાર.
આવ્યે નફે ન વેચતા, નહિ વણિક, ગમાર;
કુદરત કોપે લોભી પર, શિર પર જૂતી માર:

★

રાતે નિર્મળ ગગન ને, પ્રભાતમાં મેઘાડ;
મધ્યાહ્ને વરસાદ છે દુકાળના દેખાડ.
સૂર્યે વર્ષાધાર ને ચન્દ્રે જળકુંડ જોય;
સુકાળ કે દુકાળનું, વર્ષ ભૂંડું એ હોય.

ઘઉં ધાટા તલ પારવા, ડેડક ઠેકંતી જાર;
કરમે કરમે કપાસિયા, બાજરો ભલો સપાર
વરસે જો કદી હાથિયો, મુંકતા સાથ પુરાય;
હસ્ત વરસે કણુ પાકથી, જાત અરાઢ ભરાય.

✧

જેઠે બે દિન આંતરે, મેઘો વરસી જાય,
ભડળી કહેતી કથને, કૂવાકાંઠે ખડ થાય
અખાડની વદ અષ્ટમી ચાદો વાદળ છાય,
ચારે માસ તબૂકિયા, જાણો ભાણ્ડક રાય
જલ વરસે સુખ સર્પિણી, આશ્લેષામા જોય,
તાવ તિજારી નહરૂવા, જહાનુ કહરૂ હોય.
અધિક માસ શ્રાવણુ બન્યે, રાય રંક પીડાય,
દુકાળમા વૃદ્ધિ રૂપે અખિલ વિશ્વ ભીડાય.

★

આશ્લેષા ચગી તો ચગી, ફૂગી તો ફૂગી ચે જાય,
મેઘો વરસી જાય તો, ઘઉં મશ્લેકા થાય
મવામહીં મેઘો પડે, સુખી વરસનો સાદ,
ધાન્યોના ઢગલા વળે, દુખી થાય આબાદ
ઘેલી ચિત્રા તાપ તો, ઉત્તમ પકવે પાક,
ખેડૂત ને ખાનારને, થાયે લાભ અમાપ
આગોતર બીજ બાજરો, કાદવિયા થઈ જાય;
ખેતી ખેડૂત ને પ્રજા, અન્ન, કણુ ભયહીન થાય
ચોમાસામા ઉત્તરે, વાદળની લગાર,
વ્યોમે ભાસ્યે નિત્ય પડે, મન્દ વૃષ્ટિની ધાર;

ગગનમંડળે પશ્ચિમે; વાદળનું ઘમસાણ;
ઇન્દ્રકૃપાથી મેઘનું, રેલારેલ ભૂમરાણ.
પૂર્વે આવ્યે વાદળાં, વર્ષાતાણ કહેવાય;
ભરાય ખાડાખાબોચિયાં; તળાવ ખાલી જણાય.
ચઢે વાદળ દક્ષિણ તો; વૃષ્ટિ થાયે સહેજ;
વહે પવન દક્ષિણનો, વારીનો ના હેજ.
ભડળી કહેતી કંથને, માનો વાક્ય પ્રમાણ;
મૂરખા રહે અંજાણને લેશે લાભ સુજાણ.

*

દેશકાળ સમજી કરે, શબ્દોના જે અર્થ;
શાણા તે ન ગુમાવતા, કહી યે ગાંઠનું ગર્થ.
આ અનુભવના બોલમાં, ભાવિનો છે તોલ;
સમજી વર્તો તો થશે સુખી જીવન અણમોલ.
ભવિષ્યની વાણી વદી, સાચી આના સોળ;
ખોટી કહેશે કો કદી; કુદરતના જે કોલ
પરમાર્થે ભડળી કહે, સુણજો વહાલા કંથ !
આગાહીમાં છે ભર્યો, જનસેવાનો પંથ.

★ ★

## ★ ગોરખભવિષ્ય કોષ્ટકસમજ ★

વણજવ્યાપાર, કળાકૌશલ્યા, હુન્નરઉદ્યોગ, ધધોરોજગાર અને બજારવ્યવસાય ખેડનારાઓએ ગોરખનાથની આક અર્થાત પરદેશના પ્રયાણ માટે નિર્માણ કરેલા શુભાશુભ મુહૂર્તોની ભવિષ્યવાણી જાણવી હિતકારક હોવાથી વેપારી આલમના લાભાર્થે કોષ્ટક સ્વરૂપે નીચે આપવામા આવે છે —

પરગામ અથવા પરદેશની મુસાફરીએ જવાને સારૂ ગોરખનાથના મત મુજબ મુહૂર્તનો કોઠો નીચે અનુસાર છે એ કોઠામા મથાળે બારે મહિનાના નામો આપવામા આવ્યા છે તેની તળે પ્રત્યેક મહિનાની તિથિઓ દર્શાવેલી છે, અને તેના કોઠામા જે ફલશ્રુતિ જણાવેલી છે તે પ્રયાણકર્તા પ્રવાસીને પ્રાપ્ત થાય એમ માનવાનુ છે. ત્યાર બાદ પ્રહર બતાવેલા છે અને દશાઓ જણાવેલી છે તેનો હેતુ એ છે કે, અમુક પ્રહરમા અમુક દિશામા ગમન કરનારને તેના કોષ્ટકમા ને તિથિ વિષે દર્શાવેલ ફલ પ્રાપ્ત થાય એમ જાણવાનુ છે આ કોષ્ટકમા લખેલી તિથિઓમા ત્રીજનુ જે ફળ કહેલુ હોય તે જ ફળ તેરશનુ પણ ગણવાનુ છે ચોથ અને ચૌદશનુ એક ફળ જાણવાનુ છે પાચમનુ અને પૂર્ણિમાનુ ફળ પણ એક જ સમજવાનુ છે અમાસનો ત્યાગ કરવાનો છે આ મુહૂર્તમા પ્રયાણ કરે તેને ચન્દ્રમાનો દોષ, વિષ્ટિ, ભરણી, દિશાશૂલ, યોગિની, કાલ, ઘાતવાર ઇત્યાદિના દોષો હાનિકર્તા નથી એ અનુસાર શ્રી ગોરખનાથ પ્રત્યે લોકકલ્યાણાર્થે ગુરુ શ્રી મત્સ્યેન્દ્રનાથે ભવિષ્યવાણી રૂપે ભાખેલુ છે આ મુહૂર્તમા ગમન કરનારા પ્રવાસીને સુખ પ્રાપ્ત થાય છે "**ગોરખનાથની**

ભવિષ્યવાણી" એ સર્વશ્રેષ્ઠ મુહૂર્તરાજ આગાહી મનાય છે. **જે ખાનામાં જે ફલ જણાવ્યું છે તે સત્ય છે** એમ ગણાય છે. ગોરખવાણી પ્રમાણે દૃષ્ટાન્ત રૂપે ફાલ્ગુન શુકલ-પંચમી કે ફાલ્ગુન કૃષ્ણ પંચમીએ પરગામ પ્રવાસ કરનારને કાર્યસિદ્ધિ થાય છે. પ્રથમ પ્રહર પોતાના ઘર–ગામમાંથી પ્રવાસે નીકળે તો પ્રવાસીને અર્થલાભ થાય છે, દ્વિતીય પ્રહરમાં જાય તો રાજ્યસુખ પ્રાપ્તિ થાય છે, પૂર્વ દિશામાં પ્રયાણ કરે તો દ્રવ્યલાભ મળે છે અને દક્ષિણમાં પ્રવાસ કરે છે તો કષ્ટ ભોગવવું પડે છે, ઈત્યાદિ ફલાદેશ સાચો છે એમ જાણવું. ગામપરગામના ગમન અને દેશપરદેશના પ્રવાસ અર્થે અતિ ઉપયોગી સાવધાનીની સૂચનાઓનો આ "ગોરખનાથનો કોઠાવ્યૂહ" પાછળ આપ્યો છે.

# શ્રી ગોરખનાથની ભવિષ્ય—

| કારતક | માગશર | પોષ | માઘ | ફાગણ | ચૈત્ર | વૈશાખ | જેઠ | અષાઢ | શ્રાવણ | ભાદરવો | આસો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |

## —વાણીના કોઠાવ્યૂહ

| પ્રયાણમાં મળનારૂં ફળ | પ્રહર ૧લી | પ્રહર ૨જી | પ્રહર ૩જી | પ્રહર ૪થી | પૂર્વ દિશા | દક્ષિણ દિશા | [illegible] | ઉત્તર દિશા |
|---|---|---|---|---|---|---|---|---|
| સુખસંપત્તિ મળે. | અર્થ સિદ્ધિ | સુખ પ્રાપ્તિ | શોક દુઃખ | સુખ પ્રાપ્તિ | સુખ પ્રાપ્તિ | કલેશ કંકાસ | ભય હાનિ | દ્રવ્ય પ્રાપ્તિ |
| ભય ઉપજે. પશ્ચાતાપ થાય. | ભય હાનિ | કલેશ કંકાસ | સુખ પ્રાપ્તિ | ક્ષેમ કુશળ | ૦ પરિણામ | નાશ પામે | દરિદ્ર થાય | ચિંતા |
| કાર્યસિદ્ધિ થાય. શુભ સમાચાર મળે. | અર્થ લાભ | રાજ સુખ | સુખ પ્રાપ્તિ | વિનાશ | દ્રવ્ય | દુઃખ | કષ્ટ | ધન |
| કલેશ થાય; વસ્તુનો લાભ. | કલેશ કંકાસ | સુખ થાય | કલેશ કંકાસ | સુખ ન થાય | કલેશ કંકાસ | સુખ ન થાય | ધન પ્રાપ્તિ | સુખ |
| વસ્તુપ્રાપ્તિ થાય. કાર્યસિદ્ધિ થાય, | સંકટ આવે | કલેશ થાય | ભાગ્યોદય | સુખ મળે | લાભ થાય | દ્રવ્ય પ્રાપ્તિ | ધન લાભ | સુખ |
| ઘરના ફિકર, કલેશ કંકાશ થાય. | સંકટ આવે | કંકાસ જાગે | મિત્ર મળે | અર્થ પ્રાપ્તિ | ભય જાગે | લાભ થાય | મૃત્યુ થાય | દ્રવ્ય લાભ |
| ભાગ્યોદય, સાધન સામગ્રી મળે. | વિલંબ થાય | અર્થ પ્રાપ્તિ | સુખ મળે | સુખ મળે | લાભ થાય | કષ્ટ પડે | લાભ થાય | સુખ મળે |
| અતિશય માઠું, લેણું-દેણું ન કરવી. | ૦ પરિણામ | ૦ પરિણામ | ૦ પરિણામ | ૦ પરિણામ | ૦ પરિણામ | સુખ મળે | ૦ પરિણામ | સુખ |
| ભાગ્યોદય થાય. | અર્થ સિદ્ધિ | અતિ ભય | મિત્ર મળે | સુખ મળે | સુખ મળે | લાભ મળે | કામ થાય | કષ્ટ પડે |
| સૌભાગ્ય મળે, પણ દિન ગત થાય. | જલ્દી લાભ | પૂર્ણ ફાયદો | માર્ગે મૃત્યુ | માર્ગે સુખ | કલેશ થાય | કષ્ટ | દ્રવ્ય લાભ | ધન |
| કલેશ થાય, દિન ગત થાય. | માર્ગમાં મૃત્યુ | અર્થ સહાય | ક્ષેમ કુશળ | મૃત્યુ | લાભ મળે | દ્રવ્ય નાશ | ૦ પરિણામ | મિત્ર મળે |
| અર્થસિદ્ધિ થાય. સ્નેહી લાભ મળે. | મૃત્યુ | અર્થ | સુખ | કુશલ રહે | ૦ પરિણામ | સુખ મળે | મૃત્યુ થાય | કષ્ટ પડે |

## પ્રકરણ ૨૧મુ

## ધંધારોજગારના ભાવતાલની સાધનસામગ્રી

વાણુજવ્યાપાર, ધંધારોજગાર, કલાકૌશલ્ય અને હુન્નરઉદ્યોગનો વ્યવસાય કરનારા માનવીઓએ વ્યાપારી બજારોની ભાવતાલની વધઘટ કેટલી થશે તે શોધી કાઢવામા ઉપયોગી થઈ પડે તેવી શાસ્ત્રીય સાધનસામગ્રીથી માહિતગાર થવાની તેમને અનહદ આવશ્યકતા છે, તેથી તે નીચે આપી છે

**રાશિના અક્ષરો :** મેષરાશિ—અ લ ઈ, વૃષભરાશિ-(વરખ) બ વ ઉ, મિથુનરાશિ–ક છ ઘ ક્ષ, કર્કરાશિ–ડ હ, સિંહરાશિ–મ ટ, કન્યારાશિ–પ ઠ ણ, તુલારાશિ–ર. ત, વૃશ્ચિકરાશિ–ન ય, ધનરાશિ–ભ ધ ફ ઢ, મકરરાશિ–ખ જ, કુંભરાશિ–ગ સ શ, અને મીનરાશિ–દ ઝ ચ થ ત્ર અક્ષરો છે

**રાશિના સ્વામીઓ :** મેષરાશિ અને વૃશ્ચિકરાશિનો સ્વામી મંગળગ્રહ છે વૃષભ અને તુલાનો સ્વામી શુક્ર છે મિથુન અને કન્યાનો સ્વામી બુધ છે કર્ક અને સિંહનો સ્વામી સૂર્ય છે ધન અને મીનનો સ્વામી ગુરૂ છે અને મકર તથા કુંભનો સ્વામી શનિગ્રહ છે

**ગ્રહોના અંકો :** રવિગ્રહનો ૧ અને ૪ અંક છે સોમ (ચંદ્ર) ગ્રહનો ૨ અને ૭ અંક છે મંગળનો ૯ અને ૫ અંક છે બુધનો ૫ અને ૯ અંક છે ગુરૂનો ૩ અને ૬ અંક છે. શુક્રનો ૬ અને ૩ અંક છે શનિનો ૮ અને ૧ અંક છે રાહુ (નેપચ્યુન) નો ૧૦ અંક છે અને કેતુ (હર્ષલ) નો ૪ અંક છે.

● **સૂચના :**—આ આંકડા નેગેટીવ અને પોઝીટીવ છે.

**રાશિના આંકડા :** મેષરાશિનો ૭, વૃષભનો (વરખ) ૬, મિથુનનો ૧૨, કર્કનો ૫, સિંહનો ૧, કન્યાનો ૧૦, તુલાનો ૮, વૃશ્ચિકનો ૯, ધનનો ૪, મકરનો ૩, કુંભનો ૨ છે.

☞ **સૂચના :** જે દિવસે રૂ બજારમાં વેપાર કર્યો હોય તે દિવસે બજાર બંધ થતી વખતે તે દિવસના ગ્રહ અને સ્વામીનો આંકડો કેનમાં છેલ્લો કે તેજીમંદીમાં આવવાનો યોગ છે; પરંતુ જો વેપારને કુદરતી રીતે ચાલવા દેવામાં આવે તો જ આમ થવાનો સંજોગ છે; નહિ તો "રાજા કાલસ્ય કારણમ્" એ સૂત્ર ન્યાયે રાજદ્વારી કારણોસર બજાર ઉપર અસર થાય તો તેથી આ શાસ્ત્રીય માહિતી જવાબદાર નથી; બાકી જ્યોતિષ શાસ્ત્ર કાંઈ જૂઠું નથી.

## ★ અક્ષય પાત્ર યંત્ર ★

વણજવ્યાપારના ખજારોના ભાવતાલ તથા વધઘટ જાણવા માટે વાર, સંક્રાતિ, તિથિ, નક્ષત્ર, યોગ અને વસ્તુનું બનેલું "અક્ષય પાત્ર યંત્ર" વેપારી ખેલાડીઓ માટે અતિ ઉપયોગી હોવાથી નીચે આપ્યું છે.—

| વાર અંક | સંક્રાતિ અંક | તિથિ અંક | નક્ષત્ર અંક | યોગ અંક | વસ્તુના અંક |
|---|---|---|---|---|---|
| રવિ અંક | મેષ અંક | ૧ | અશ્વિની—૧ | વિષ્કુંભ—૧૩ | કપાસિયા |
| ૨૧ | ૩૦ | ૨ | ભરણી—૫ | પ્રીતિ—૧૭ | ૧૨૩ |
| સોમ અંક | વૃષભ અંક | ૩ | કૃતિકા—૩૨ | આયુષ્માન-૪૭ | ૨ |
| ૧૫ | ૨૨ | ૪ | રોહિણી—૧૪ | સૌભાગ્ય—૫૯ | ૪૪ |
| મંગળ | મિથુન | ૫ | મૃગશિર્ષ—૪ | શોભન—૩૬ | સુતર |
| અંક ૧૨ | અંક ૨૨ | ૬ | આર્દ્રા—૧૩ | અતિગંજ-૪૭ | ૧૦૭ કાપડ |
| બુધ અંક | કર્ક અંક | ૭ | પુનર્વસુ—૨૮ | સુકર્મા—૧૮ | ૧૦૯ |
| ૧ | ૩૫ | ૮ | પુષ્ય—૨૮ | ધ્રુતિ—૪૪ | શણ ૧૦૨ |
| ગુરૂ અંક | સિંહ અંક | ૯ | આશ્લેષા—૩૬ | શૂળ—૧૩ | સોનું |
| ૧૩ | ૧૯ | ૧૦ | મઘા—૧૫ | ગંડ—૨૫ | ૯૨ |
| શુક્ર અંક | કન્યા અંક | ૧૧ | પૂર્વા ફાલ્ગુની-૩ | વૃદ્ધિ—૧૭ | ૨૫ |
| ૧૪ | ૧૭ | ૧૨ | ઉત્તરા ફાલ્ગુની-૩૧ | ધ્રુવ—૨૨ | ૯૨ |
| શનિ અંક | તુલા અંક | ૧૩ | હસ્ત—૧૮ | વ્યાઘાત—૧૫ | તેલ |
| ૦ | ૨૦ | ૧૪ | ચિત્રા—૨૫ | હર્ષણ—૩૫ | ૬૯ |

| સંક્રાંતિ અંક. | તિથિ અંક | નક્ષત્ર અંક | યોગ અંક | વસ્તુના અંક |
|---|---|---|---|---|
| વૃશ્ચિક અંક ૧૩ | ૧૫ | સ્વાતિ—૧૪ | વજ્ર—૧૪ | ખાંડ |
| | ૧ | વિશાખા—૧૪ | સિદ્ધિ—૧૨ | ૯૯ |
| ધન અંક ૧૬ | ૨ | અનુરાધા—૨૯ | વ્યતિપાત-૧૩ | મગફળી |
| | ૩ | જયેષ્ટા—૩૧ | વરિયાણ—૩૯ | ૫ |
| મકર અંક ૧૯ | ૪ | મૂળ—૧૮ | પરીઘ—૧૫ | ઘઉં |
| | ૫ | પૂર્વાષાઢા—૭૩ | શિવ—૧૩ | ૧૦૯ |
| કુંભ અંક ૨૩ | ૬ | ઉત્તરાષાઢા—૨૦ | સિદ્ધિ—૧ | અળસી |
| | ૭ | શ્રવણ—૨૫ | સાધ્ય—૧૨ | ૫ |
| મીન અંક ૧૫ | ૮ | ધનિષ્ટા—૨૨ | શુભ—૨૫ | ઘોડાની |
| | ૯ | શતતારકા—૨૪ | શુકલ—૨૨ | રેસ |
| | ૧૦ | પૂર્વા ભાદ્રપદા—૯ | બ્રહ્મા—૧૩ | ૭૦ |
| | ૧૧ | ઉત્તરા ભાદ્રપદા—૪૧ | ઐંદ્ર—૨૭ | |
| | ૧૨ | રેવતી—૨૮ | વૈધ્રતિ—૨૬ | |
| | ૧૩ | | | |
| | ૧૪ | | | |
| | ૩૦ | | | |

★

**☞ અક્ષય પાત્ર યંત્ર અમલમાં મૂકવાની રીત :—**

આ યંત્રમા આપ્યા પ્રમાણે અનુક્રમે પ્રથમ વારનો અંકસંખ્યા, પછી સંક્રાતિની અંકસંખ્યા, પછી તિથિની અંકસંખ્યા, પછી નક્ષત્રની અંકસંખ્યા, પછી યોગની અંકસંખ્યા અને પછી જે વસ્તુના ભાવતાલનો હિસાબ કાઢવો હોય તે વસ્તુની અંકસંખ્યા એક એકની નીચે અનુક્રમે ગોઠવી પછી તેનો સરવાળો કરવો. આ સરવાળાની જે સંખ્યા આવે તેને ૩ના આકડાથી ભાગવા ભાગાકાર કરતા જો નીચે ૧ શેષ રહે તો તેજી માનવી, ૦ રહે તો મંદી જાણુવી અને ર રહે તો ભાવના ભાવ અથવા ૧૦ તેજીમંદી ગણુવી આ ભાવતાલ જે વસ્તુના બજારભાવનો હિસાબ કર્યો હોય તેની રૂખ–ધારણા સમજવી જ્યા ભાગાકાર કરતા નીચે શેષ ર વધે છે તેને સમધારણ પણ કહેવામા આવે છે–સમધારણ એટલે ૮૦ ટકા એનો એ ભાવ અથવા ૧ તેજીમંદી પણ ગણાય છે

**સરખાવી જોવાની રીત બીજી :** વાર, તિથિ, માસ, રાશિ અને અમેરિકન ફીચરનો સરવાળો કરતા જે સંખ્યા આવે તેને ૩થી ભાગતા ભાગાકારમા જો નીચે શેષમા ૦ આવે તો મંદી માનવી, ૧ આવે તો તેજી જાણુવી, અને ર આવે તો સમધારણ ગણુવા

**સરખાવી જોવાની રીત ત્રીજી :** ન્યૂયોર્ક જેટલા સેન્ટ હોય તે સંખ્યાના આકડામાથી ચાલુ તિથિ બાદ કરવી અને બાદબાકી કરતા નીચે જે આકડો બાકી રહે તેને ૩થી ભાગતા જો નીચે ૦ શેષ વધે તો મંદી માનવી, ૧ શેષ વધે તો તેજી જાણુવી અને ર શેષ વધે તો સમધારણ અથવા મધ્યમ ગણુવુ.

**રોજની તેજીમંદી કાઢવાની રીત :** રોજની તેજીમંદી કાઢવાની રીત એવી છે કે, ચંદ્રમા જે રાશિનો હોય તેની સંખ્યા અને તે રાશિના સ્વામીની સંખ્યા લેવાથી દરરોજના "દેવલોકાંશાંક" અને તેજીમંદી આવે.

**સૂચના :** સુદી પખવાડિયું અને વદી પખવાડિયું, આ બંને પખવાડિયાંના દિવસોમાં ૪, ૯, ૧૪, મંદ ગતિના માનવા; મોટે ભાગે આ દિવસોએ મંદી જ આવે છે–કોક જ વખત તેમાં ફેરફાર થઈને તેજી કે ભાવના ભાવ આવે છે.

## ઉપ–અક્ષય પાત્ર યંત્ર

અક્ષય પાત્ર યંત્રની સાથે તેના ઉપ–અક્ષય પાત્ર યંત્ર તરીકે મનાતા વીશો યંત્રની માહિતી વેપારીઓને જાણવી આવશ્યક હોવાથી તે નીચે આપ્યું છે.

**વીશા યંત્ર (નવ ખંડ)**

| | | |
|---|---|---|
| ૬ | ૧ | ૩ |
| ૭ | ૧/૫ | ૨ |
| ૮ | ૯ | ૪ |

**સૂચના :** આ યંત્રો આપવાનું કારણ એ છે કે કોઈક વખત આ યંત્રોની સંખ્યા પ્રમાણે અનુક્રમે અમેરિકન રૂ બજારના બંધ ભાવની કેનના છેલ્લા આંકડા સાચા ઉતરી જાય છે.

## પ્રકરણ ૨૨મુ

## રેસમા જીતનાર ઘોડા ને અફીણના ધધાના આક

સ્વર્ગના નદનવનથી પણ અધિક સુદર મનોહર આપણા ગૌરવશાળી પૂર્વજ પુરૂપદેવતાઓનો પ્રાચીન પુણ્યપવિત્ર પિતૃ દેશ રમ્ય આર્યાવર્ત અને આપણી ગૌરવશાળી પૂજ્ય માતૃભૂમિ ભવ્ય ભરતભૂમિમા વેદના વારાથી રાજવીઓ વિજયાદશમી, દીપોત્સવી અને લાભ પચમીએ અશ્વારોહણ અને વિજયધ્વજગ્રહણની ક્રિયાવિધિ અદ્ભુત રજવાડી ઠાઠમાઠ, અપૂર્વ દબદબા અને અનુપમ દોરદમામથી કરતા આવ્યા છે અનેગ આમોદપ્રમોદના આ ઉત્સવોમા વિશ્વવિજયી આર્ય મહાજાતિના જગતવદ્ય વેદધર્મધ્વજ શિરોમાન્ય કાપાયપતાકાનુ અશ્વારણ્યમા અશ્વારૂઢ થવાના સ્થાનથી સવા ગાઉના અતરે વૈદિકવિધિથી પૂજનઅર્ચન કરીને આરોહણ કરવામા આવતુ હતુ સર્વે ભૂપતિઓ મેદાનના એક છેડાએ એકત્ર થતા, અને ગુરૂઓ, ધર્માચાર્યો, વડિલો, મુરબ્બીઓ અને સૌભાગ્યવતી સુદરીઓના આશિર્વાદ લઈ, પ્રોત્સાહિત બની અશ્વારૂઢ થઈ, શરતના મેદાનમા ઘોડેસ્વારો પોતાના ઘોડાઓને નિર્ણિત સમયે પૂરપાટ દોડાવતા હતા અને સામી દિશાના મુકરર કરેલા સ્થળમા સર્વપ્રથમ જઈ વિજયધ્વજ ગ્રહણ કરી પાછા ફરી માર્ગે ઘોડે જ્યાથી અશ્વારૂઢ થયા હોય તે મૂલ સ્થળે પાછા ફરતા હતા સામી દિશાએથી વિજયધ્વજ ગ્રહણ કરીને મૂળ સ્થળે સર્વથી પ્રથમ આવી પહોચનાર પરાક્રમી અશ્વસ્વારને હાજર રહેલી માનવમેદનીનો મહાસાગર વિજયગાનો, યશપુષ્પો અને ગગનભેદી

જયગર્જનાઓથી સત્કારી સન્માનતો. આ ક્રિયાવિધિ સૌથી મોખરે આવનાર પાંચ સવારો માટે અનુક્રમે થતો અને તેમને પારિતોષિકથી નવાજવામાં આવતા હતા, તેમજ પાછળ રહેલા અશ્વસવારોને પણ ગોળધાણાના શુભ શુકનથી મીઠું મોઢું કરાવીને અન્ય શરતોમાં વિજયશાળી થવાને આશા-અભિલાષાવંત કરવામાં આવતા હતાં.

પુરૂષાર્થી શૂરવીર હિન્દુ જાતિનો આ મહોત્સવ, શરતના મેદાનમાં ઘોડાની રેસના નામે પૃથ્વીના પટ પરનાં અગ્રગણ્ય નગરો કલકત્તા, મુંબઈ, પૂના, રોમ, પેરિસ, બર્લિન, લંડન, ઓટાવા, ન્યૂયોર્ક, સાન્ફ્રાન્સીસ્કો, ટોકિયો, ઓસાકા, લીસ્બન અને રંગુનમાં આજે પણ જુદા સ્વરૂપે ઉજવાય છે. અત્યારની ઘોડાની રેસોમાં રાજામહારાજાઓ, અમીરઉમરાવો, લક્ષ્મીનંદનો ગર્ભશ્રીમંત શેઠશાહુકારો પોતાના મૂલ્યવાન પાણીદાર ઘોડાઓને જીતાડવા માટે અને જગજાહેર બનાવવાને વાર્ષિક લાખો રૂપિયાનો ખર્ચ કરે છે. આ શરતનાં મેદાનમાં ઘોડાની રેસમાં ભાગ લેવાને, ઈનામઅકરામ મેળવવાને, કમાણી કરવાને, ભાગ્યશાળી થવાને આમજનતા હજારોની સંખ્યામાં શરતના દિવસે ઉત્સાહભેર ઉતરી પડે છે. આથી ઘોડાની રેસ એ ચાલુ જમાનાનું લક્ષ્મીની રેલમછેલ અને કલદારની કમાણીનું સુધરેલું સ્થળ યાને વીસમી સદીની લેટેસ્ટ અપટુડેટ જગ્યા થઈ પડી છે. શરતના મેદાનમાં જેટલી આમજનતાની માનવ-મેદની ઉભરાય છે તેટલી અન્ય કોઈ પ્રસંગે સંગ્રામક્ષેત્ર સિવાય એકત્ર નહિ થતી હોય. **આથી આ ઘોડાની રેસમાં કયો ઘોડો વિજયવંત થશે, કયો સવાર જીતશે અને કયા**

**ઘોડાની બેટીંગ-ટિકીટ લેનાર સ્રીપુરૂષ પૈસાની પ્રાપ્તિ કરશે** એ વિષય વિચારવાયોગ્ય હોવાથી, વાણુજવ્યાપારના ખેલાડીઓ, શેરસટ્ટા બજારના કબાડીઓ અને ધધારોજગાર કરનાર સાહસિક વેપારીઓના લાભાર્થે શાસ્રીય દ્દષ્ટિબિન્દુથી નીચે વિસ્તારથી ચર્ચીએ છીએ —

## વિજયી ઘોડાની શોધ

ઘોડાની રેસમા–શરતના મેદાનમા વિજયી ઘોડો કયો થશે અને શરત જીતનાર પરાક્રમી જોકી કયો હશે તેની શોધખોળની સમીક્ષા આપણી પ્રાચીન ગિર્વાણુગિરા દેવવાણી સસ્કૃત ભાષાના શાસ્રીય ગ્રન્થોને આધારે જ્યોતિષવિદ્યાના પ્રમાણુથી કરવામા આવે છે **આ અશ્વોની શરતોમાં ઘોડા ધનબિન્દુ–અર્થાત જે દિને ઘોડાની રેસ હોય તે દિને શરતના સમયની લગનકુંડળી કાઢી તેમાં ધનબિન્દુ નિહાળવું જોઈએ.** આ ધનબિન્દુના નિરીક્ષણુ માટે સર્વ પ્રથમ આપણે **સૂર્યગ્રહ અને રાશિગ્રહ અર્થાત ચન્દ્ર-રવિ લગન એટલે કે ધનબિન્દુ એમ માનવું જોઈએ.** આ સૂર્યગ્રહથી ચન્દ્રનુ જેટલા પ્રમાણુમા અતર હોય અર્થાત રવિ–શનિની વચ્ચે જેટલુ છેટુ હોય તેટલું અતર લગ્નથી ધનબિન્દુનુ જાણુવુ જોઈએ

**ધનબિન્દુની સાથે ઘોડાની રેસની શરતના સમયે જેવી જાતનો ગ્રહદેવતાઓનો યોગસજોગ હોય તેવું યશસ્વી અશ્વ ઉપર આરૂઢ થનાર સવારનું સ્વરૂપ સમજવુ જોઈએ. આ જોકીનું સ્વરૂપ એટલે કે અહીં**

**તેણે અશ્વારૂઢની સવારીમાં જતી વખતે દેહ ઉપર ધારણ કરવાનાં વસ્ત્રોનો શરતના સમય અગાઉથી નિર્ણિત કરેલો રંગ ગણવો જોઈએ.** આ રંગ જો સૂર્ય-ગ્રહનો માંગલિક યોગ હોય તો સુવર્ણનો અથવા પિત્તવર્ણનો જાણવો, અને રવિગ્રહનો અમાંગલિક યોગ હોય તો આછો આસમાની રંગ મુખ્યત્વે મહત્વનો મનાય છે. જો ચંદ્રગ્રહનો સારો યોગ હોય તો સફેદ રંગ અને માઠો યોગ હોય તો શ્યામ રંગ જાણવો. પરંતુ જો કર્ક રાશિ અથવા મીન રાશિમાં આ ચન્દ્રમા હોય તો આછા લીલા રંગની છાયાવાળો માનવો. જો મંગલગ્રહનો ઈષ્ટયોગ હોય તો રાતો રંગ અને અનિષ્ઠ યોગ હોય તો લીલો રંગ ગણવો. બુધગ્રહનો લાભકર્તા યોગ હોય તો આછો લીલો રંગ અને ગેરલાભકર્તા યોગ હોય તો ખુલતો ભૂરો અર્થાત આસમાની રંગ જાણવો. જો ગુરૂગ્રહનો નફોકર્તા યોગ હોય તો જાંબુડો રંગ જાણવો અને નુકસાનકર્તા યોગ હોય તો પીળો રંગ માનવો. જો શુક્ર-ગ્રહનો ઈચ્છનીય યોગ હોય તો આછો આસમાની રંગ જાણવો અને અનિચ્છનીય યોગ હોય તો પુલગુલાબી રંગ જાણવો. જો શનિગ્રહનો શુભ યોગ હોય તો કૃષ્ણ રંગ ગણવો અને અશુભ યોગ હોય તો ધોળો રંગ સમજવો. જો રાહુગ્રહ અર્થાત હર્શલનો સારો યોગ હોય તો આછો પીળો રંગ, અથવા સ્લેટીઓ રંગ જાણવો અને નરસો યોગ હોય તો સફેદ અથવા શ્યામ પટો અથવા તલકાંવાળો રંગ માનવો. કેતુગ્રહ અર્થાત નેપચ્યુનનો શ્રેયકારક યોગ હોય તો લવન્ડર રંગ જાણવો અને અહિતકર યોગ હોય તો સાલમન, આછો પીળો અથવા ભૂરો રંગ ગણવો. જો રાહુગ્રહનો શુભ યોગ હોય તો

રાહુગ્રહદેવતા જે રાશિમાં હોય તે રાશિ અનુસાર અર્થાત ભિન્ન ભિન્ન રંગો સમજવા, કારણ કે પાશ્ચાત્ય જ્યોતિષશાસ્ત્રની શ્રેણિ મુજબ રાહુગ્રહદેવતાની રાશિના રંગો—મેષ રાશિનો રાતો, વરખ રાશિનો લીલો, મિથુન રાશિનો ચોકલેટ (મિશ્ર), કર્ક રાશિનો લીલી છાંટવાળો, સિંહ રાશિનો સોનેરી કેસરી, કન્યા રાશિનો ઉઘડતો આસ્માની, તુલા રાશિનો ફુલગુલાબી, વૃશ્ચિક રાશિનો કિરમજી, ધન રાશિનો આછી રાતી છાયાવાળો પીળો, મકર રાશિનો ઘેરો કાળો, કુંભ રાશિનો ભૂરી છાંટવાળો ખૂલતો આસ્માની અને મીન રાશિનો સ્વચ્છ સફેદ—એ પ્રમાણે વિવિધ રંગો ગણવાનું ધોરણ છે. જો રાહુગ્રહનો અમાંગલિક યોગ હોય તો રખ્યા રંગ પણ મનાય છે

શરતના મેદાનમાં દોડનારા અશ્વોના સંખ્યાંક રાખવામાં આવે છે, અને ગ્રહદેવતાઓના પણ અમુક સંખ્યાંકો લાભાંક અને હાનિઅંક તથા પ્રિયાંક અને અપ્રિયાંક હોય છે. ઘનણિન્દુના ગ્રહદેવતાઓના સંખ્યાંક અનુસાર તે સંખ્યાંકોના અશ્વોને શરતના મેદાનમાં મહત્વભર્યું સ્થાન પ્રાપ્ત થવાનો સંજોગ રહે છે. પ્રમાણ રૂપે દૃષ્ટાન્ત તરીકે સૂર્યગ્રહદેવનો સંખ્યાંક એક અને ચાર તથા દશ છે; એનો ભાવાર્થ એવો છે કે તે સંખ્યાંકના સમૂહના અશ્વોમાંથી એક ઘોડો સર્વપ્રથમ આવવાનો સંભવ છે રાશિનો પ્રિયાંક બે તથા સાત છે; ભોમનો પ્રિયાંક નવ છે, બુધ ગ્રહદેવતાનો પ્રિયાંક છ છે, બૃહસ્પતિનો પ્રિયાંક ત્રણ છે, ભૃગુ ગ્રહદેવતાનો પ્રિયાંક પાંચ છે અને શનિગ્રહદેવતાનો પ્રિયાંક આઠ છે એવું ગણિતશાસ્ત્રીના ગ્રહાદ્‌સર્ગમાં વર્ણન છે.

રેસમાં દોડનારા ઘોડાને, નામ આપવામાં આવે છે. તે **નામો ઉપરથી કુંડળી કરીને યશઅપયશ અને નફો-નુકસાન શોધાય છે.** અર્થાત વખત, તિથિ, યોગ, સંખ્યાંક તથા આપેલું નામ એ સઘળી વસ્તુઓનો ખ્યાલ કરવો પડે છે.

## શરતમાં ઘોડો કયો આવશે?

ઘોડદોડના મેદાનમાં રેસની શરતમાં ઘોડો કયો આગળ આવશે અને કયો ઘોડો શરત જીતશે તથા કયો જોકી ઈનામ લઈ જશે તેનો નિર્ણય કરવાને સર્વપ્રથમ જે દિવસે ઘોડાની રેસ દોડવાની હોય તે દિવસની તિથિ, સમયનો પ્રહર અને તે દિનનું નક્ષત્ર એ ત્રણ ચીજોનો સરવાળો કરીને જે **સંખ્યા સરવાળાની આવે તેમાં નવની સંખ્યા ઉમેરીને જે સંખ્યા સરવાળાની થાય તેને નવથી ભાગતાં, ભાગાકાર કર્યા બાદ જે શેષ સંખ્યા રહે તે બાકીની વધેલી સંખ્યા ઉપરથી ઘોડાનો રંગ શોધી કઢાય છે.**

જો નીચે **એક** શેષ રહેવા પામે તો તેજદાર **ત્રાંબાના રંગનો અશ્વ જાણવો,** ને નીચે બે બાકી રહે તો **મુક્તા રંગી તોખાર માનવો;** અને જો નીચે **ત્રણ** વધે તો **રક્ત રંગી** તેમજ **શ્વેતરંગી** અશ્વ ગણવો; જો નીચે **ચારની** સંખ્યા રહે તો **લીલા રંગની** ઝાંખવાળો ઘોડો સમજવો; જો નીચે **પાંચનો** અંક રહે તો **મોતી સમાન રંગનો** અશ્વ જાણવો; જો નીચે **છનો** આંકડો રહે તો **કાળા વર્ણવાળો** માનવો, જો નીચે **સાતની** સંખ્યા બાકી રહે તો **આછા લાલ રંગનો** અશ્વ ગણવો જો નીચે **આઠ** વધે તો **શ્યામશ્વેત**

રંગી કાબરચિત્રો ઘોડો ગણવો, અને જો નીચે નવની સખ્યા શેષમા રહે અર્થાત શેષમાં બાકી શૂન્ય રહેવા પામે તો પણ કાળા ધોળા રગનો ઘોડો જાણવો

*

## અફીણના આંકનો નિર્ણય

રેસના ઘોડાની શોધ પ્રમાણે અફીણના આકના નિર્ણય માટે પણ એવી જ રીતથી શુભાશુભ અને નફાનુકસાન શોધવામા આવે છે જેમ ઘોડા વિષે તેમના તોલ ઉપર પણ કેટલાક જ્યોતિષશાસ્ત્રીઓ મનન કરીને અમુક અશે તોલ હોય તો તે વજન ઘોડદોડના શરતના મેદાનની રેસના ધનબિન્દુના ગ્રહદેવતાને સાનુકૂલ છે કે પ્રતિકૂલ છે તેનું બારીક નિરીક્ષણ કરે છે તેમ અફીણના આંકના નિણયમાં પણ તેના વ્યાપારના વખતે અફીણનું વજન કેટલુ છે તેની ઝીણી તપાસ કરવામાં આવે છે. કેટલાક ગણિતશાસ્ત્રીઓ અફીણના વજન, સમય, તિથિ, યોગ પ્રમાણે અને અફીણની જાતનુ નામ એ સર્વનો વિચારી કરી અમુક અગે તેનો તોલ હોય તો ધનબિન્દુના ગ્રહદેવતાને તે અનુકૂળ છે કે નહિ તેનો અભ્યાસ કરીને સપૂર્ણ મનનના પરિણામે અફીણના આકના નિશ્ચય ઉપર આવે છે

★ ★

# પ્રકરણ ૨૩મું

## માસવાર વાર્ષિક વેપારી ભવિષ્ય

### કારતક મહિનાની આગાહી

આ મહિનામાં મગનો ભાવ વધે. રસકસ સસ્તું થાય. દાણાનો ભાવ વધે, ચાંદીના ભાવમાં વધઘટ થાય. અફીણનો ભાવ ચઢે. ઘાસચારાના ભાવ તેજ થાય. દવાઓના ભાવ ઉંચા જાય. બેંકો તથા લોનોના ભાવ વધે. રૂ, ચાંદી તથા અળસીનો ભાવ વધે. સોનું, ઘી, તેલ અને દાણાનો ભાવ ઘટે. ઘઉં, ગોળ અને લાલ રંગની વસ્તુઓનો ભાવ વધે. ધંધાદારીમાં ખળભળાટ મચે. રૂના ભાવમાં મોટી તેજીમંદીની ઉથલપાથલ થઈ ભાવ વધે. બીજથી પુનમ સુધીમાં તલ, સરસવ, ખાંડનો ભાવ વધે. રૂના ભાવમાં આશરે ૪૦–૫૦ ટકા ઘટવાનો યોગ છે. સુદી ૩થી રૂનો અને ચાંદીનો ભાવ વધે. કસૂંબો, અળસી, ખાંડ, ગોળ, ઘઉં, રાતાં મરચાં તથા સોનાનો ભાવ વધે. અળસી, ઘઉં, ચાંદી, સોનું અને રૂના ભાવ વધારે ઉંચા જાય. સુદી ૪થી સાત દિવસોમાં રૂના ભાવ ઘટે. ચાંદીનો ભાવ સામાન્ય તેજમંદ બની વધે. ઘાસચારો, અનાજ અને ચોખા મોંઘા મળે. સુદી ૯થી ૧૪ દિવસોમાં અફીણ, એરંડા, ઘઉં, ચોખા, જવ, મગ, તલ અને સરસવનો ભાવ વધે. અળસી અને ચાંદીનો ભાવ તેજ-મંદ બની વધે. દાણાના ભાવ ઘટે. સુદી ૫થી ૨૪ દિવસમાં ઘઉં, ઘી, ચોખા મોંઘાં વેચાય, રૂનો ભાવ તેજમંદ થયા કરે. સુદી ૧૫થી કપાસ, જવ, દાણાનો ભાવ તેજ થાય. વદી ૩થી રૂ

ચાંદીનો ભાવ વધે અનાજ, ઘી, તેલ, સોનાનો ભાવ ઘટે રૂના ભાવમા તેજીમદી રહે પશુના ભાવ વધે વદી ૪થી ઊનનુ કાપડ, તાબુ, અને રસકસનો ભાવ ચઢે આ મહિનામા અનાજ, ઘી, તેલ અને રમકસની ખરીદી ભરવાથી આશરે ૬૦ દિવસોમા ભાવ વધતા વેચવાથી નફો મળે રાતી ચીજોમા ફાયદો થાય કપૂર, પિત્તળ અને તાબુ મોઘુ બને દાણા, રૂ, રસકસનો ભાવ ઘટે. વદી ૭થી સોનાના ભાવમા મોટી મદી આવે. ચાદીના ભાવમા ૧ાાથી ૨ા ટકા ઘટે કઠોળ, ઊન, ધાતુ અને ચણાનો ભાવ વધે મિલશેરોના ભાવ વધી ઘટે કરિયાણાની સ્વાદિષ્ટ અને બલવર્ધક વસ્તુઓનો ભાવ વધે કતાન, શણ અને ભીંડીનો ભાવ ઘટે કોલસા, ખનીજ, ગુગળ, ઝવેરાત અને પાગનો ભાવ સાધારણ વધી ઘટે. કપાસિયા અને મગફળીના ભાવો સામાન્ય વધે એવુ ભાગ્યચક્ર ભાખે છે

*

## માગસર મહિનાની રૂખધારણા

આ માસમા રસકસનો ભાવ જરા વધે ચાદીનો ભાવ તેજમદ રહે ચાલુ વધઘટ અનુસાર ધધો ખેડનારાઓ કમાય. સુદી ૧૫થી રૂનો ભાવ ઘટે અને વદી ૨ સુધીમા વધે ચાદી –સોનાનો ભાવ ઘટે સુદી ૨થી વદ ૦)) સુધીમા રૂના ભાવમાં આશરે ૪૦–૫૦ ટકાની તેજીમદી થાય અનાજ, કઠોળ, ચણા અને મઠનો ભાવ વધે. સુદી બીજે જો શેર બજારમા તેજી આવે તો સુદી ૧૫ પર્યન્ત રહે દાણાનો ભાવ ઘટે. ઘી, ગોળ, તેલ

તથા રસકસનો ભાવ વધે. સુદી ૧૧ વદી ૪ અને વદી ૫મે શેરોના ભાવ વધે. ઘી મોંઘુ થાય. સુદી ૧૧, ૧૨, ૧૫ અને વદી ૧મે રૂનો ભાવ વધે. સુદી ૪થી કપાસ, ચાંદી અને રૂનો ભાવ ઘટે. આશરે ૩૦ દિવસોમાં અફીણ, ચોખા, ચાંદી અને સફેદ લુગડાંનો ભાવ વધીને ઘટે. સોનાનો ભાવ ૦॥ થી ૧॥ ટકો વધે. પાંચમથી રૂનો ભાવ ઘટીને વધે. તે તિથિથી આશરે ૧૪ દિવસમાં અળસી, એરંડા, કપાસિયા, ખાંડ, ગોળ, ગુંદર, ગુગળ, ચોખા, પારો અને સીંગદાણાનો ભાવ વધે. પાંચમથી કપાસ, રૂ અને સૂતરનો ભાવ વધીને ઘટે. ચાંદી, તેલ, તલ અને રૂનો ભાવ વધે. દાણા મધ્યમ ભાવે મળે. ગરમ લુગડાં, રેશમ અને શણનો ભાવ વધે. કરિયાણાં મોંઘાં થાય. મિલશેરોના ભાવમાં મોટી ફેરફારી રહે. લોઢાંનાં કારખાનાંના શેરોના ભાવો વધે. વદી ૬થી ઘટવા માંડી રૂનો ભાવ આશરે ૨૭ થી ૩૨ ટકા સુધી ઘટે. આ ઘટયા ભાવે લેનારાઓ વધ્યા ભાવે વેચવાથી નફો કરે. ચાંદીના ભાવમાં આશરે ૨॥થી ૩॥ ટકા ચઢે. અળશી, ઘી, ઘઉં, ચોખા, ચણા અને દાણાનો ભાવ ઘટે. સોનાબજારમાં મોટી ઉથલપાથલ થાય. કૃષ્ણ પક્ષના પાછલા દિવસોમાં કોલસા, કપૂર, ખજૂર, ચપડા લાખ, નાળિયેર, મજીઠ, લોઢું અને સીસાનો ભાવ ઘટે. ઝવેરી બજારમાં ભાવ વધે. ખનીજોના ભાવ થાળે પડે. વદિ ૦))થી અફીણ, અળસી, ચાંદી, રૂ, અને શેરોનો ભાવ ઘટીને વધે અને દાણાનો ભાવ ઘટે, એમ ભવિષ્યવાણી કહે છે.

*

## પોષ મહિનાની ભવિષ્યવાણી

આ મહિનામા લાલ ચીજોનો ભાવ વધે. ચાદી અને રૂના ભાવોમા તેજીમંદી થાય દાણા સામાન્ય ભાવે વેચાય સુદી ૧થી સફેદ વસ્તુઓનો ભાવ ઘટે. સુદી ૧૧થી રાતી ચીજોના અને દાણાના ધંધાદારીઓ કમાય. સુદી ૧૩થી ઘઉ ખરીદ-દનારને આગળ ઉપર ફાયદો થાય. સુદી ૧૪ પછી જો આકાશમા વાદળા થવા પામે તો હોળી સુધીમા રૂનો ભાવ ૧૫થી ૧૭ ટકા ઘટે, અને જો આસ્માનમા વાદળા થવા ના પામે તો હોળી સુધીમા રૂના ભાવમા તેજી આવે ચાદી, તાબુ અને સોનુ રાખી મૂકવાથી આશરે ત્રણેક માસ બાદ બજાર તેજ થતા વેચવાથી ફાયદો થાય સુદી ૧૫થી આશરે ૨૦ શેરના ભાવે દાણા મળે વદી પચમીથી ગોળ, ઘઉં અને ચણાનો ભાવ ઘટે વદી ૦)) થી દાણાના ભાવ વધે સુદી ૧થી અસારિયો, કપાસ, વરિયાળી, સરસવ અને સીંગદાણા અને દાણાનો ભાવ વધે રસકસના ભાવ ઘટે રૂનો ભાવ વધીને ઘટે ચાદીનો ભાવ તેજમદ બની ઘટે અળસી, ખનીજ, ઘઉ, ચોખા અને સફેદ ચીજોનો ભાવ વધે કઠોળ, તેલ, દીવેલ, લોખડ તથા ધાતુનો ભાવ વધે સુદી ૩થી ૧૪ દિવસોમા કપાસિયા, ઊન, ખાડ, ઘી, ઘઉ, ગોળ, ચોખા, ચાદી, ચણા, તેલ, તલ અને હળદરનો બજાર વધે રૂનો ભાવ ૧૨થી ૧૭ ટકા વધી ઘટે મિલશેરોના ભાવો વધે આશરે ૨૦–૨૨ દિવ-સોમા કપાસિયા, કપૂર, સાકર અને સીંગદાણાનો ભાવ વધે. ઘઉ, જવ, ચણાનો ભાવ ઘટે સુદી ૬થી રૂનો ભાવ આશરે ૧૩થી ૧૬ ટકા ઘટે. મિલશેરોનો ભાવ પાછો પડે કતાન,

ભીંડી અને શણનો ભાવ ઘટે. વદી ૧થી આશરે ૧૫ દિનમાં અળશી, કપાસ, કઠોળ, ગોળ, ચોખા, લોખંડ, ધાતુ, સરસવ, દીવેલી અને રૂનો ભાવ વધે. વદી ૩થી રૂનો ભાવ ઘટે. અત્તર, અર્ક, તેલ, સેન્ટ, ઝવેરાત અને મધનો ભાવ ઘટે. વદી ૪થી ઘી, તેલ, રસકસનો ભાવ વધે. દાણાનો ભાવ ઘટે. દાણા, રૂ, રસકસ અને લુગડાંના ભાવો તેજમંદ થઈ સામાન્ય ઘટે. વદી ૭થી રૂનો ભાવ ઘટીને આશરે ૧૩થી ૧૭ ટકા વધે. સોનાનો ભાવ ઘટે. અળસી, જવ અને રાતી પૌષ્ટિક વસ્તુઓનો ભાવ વધે. વદી ૧૦થી મિલશેરોના ભાવો વધારે તેજમંદ બની ઘટે. વદી ૦)) સુધીમાં કપાસ, અળસી, તેલ, દીવેલા, સીંગ-દાણાના ભાવ ઘટે. વદી ૧૨થી કારખાનાં, કંપનીઓ, બેંકો, રેલ્વેઓ અને લીમીટેડ સિન્ડીકેટ સોસાયટીઓના શેરોના ભાવો વધે. વદી ૧૪થી આશરે ૧૩ દિનમાં અળસી, એલચી, ઘઉં, ચોખા, ચાંદી, પીપળ, લવીંગ, સોનું અને સાકરનો બજાર વધે, એવું જ્યોતિષશાસ્ત્ર જણાવે છે.

★

## માહ મહિનાની વધઘટ

આ મહિનામાં દાણાબજાર થાળે પડે. રસકસ બજાર વધી ઘટે. ધંધાદારીઓ રોજગારમાં લાભ મેળવે. સફેદ વસ્તુઓ, કપાસ, મિલશેરોનો ભાવ વધે. વધઘટના ખેલાડીઓને ફાયદો થાય. પહેલા ગુરૂવાર પછીથી શ્રીફળ, સફેદ લુગડાં અને રૂનો ભાવ વધે. સુદી ૧થી અનાજબજાર આશરે બે અઢી માસ ઉંચો જાય. સુદી ૩થી દાણા સંઘરવા લાભકારક છે. સુદી ૪થી કઠોળ, ઘઉં, કપાસ મોંઘા થાય, સુદી ૫થી ધાન્યબજાર વધે. સુદી ૬થી ઘી, તેલ, રસકસના ભાવ વધે. વદી ૭થી પશુઓના

-ખોરાકના ભાવ વધે. વદી ૧૨થી કપાસિયા, દીવેલા, સીંગદાણા; તેલતલનો ભાવ તેજ થાય વદી ૧૪થી રૂના ભાવમા મંદી આવે સુદી ૨થી કઠોળ, ખાંડ, ગોળ, અને તલનો ભાવ વધે સુદી ૨થી આશરે ૧૪ દિવસમા ઉનનાં લુગડા, સૂતર અને રેશમનો ભાવ વધે ચાદીનો ભાવ તેજમદ અને મિલશેરોના ભાવમા વધઘટ થાય સુદી ૧૩થી રૂનો ભાવ ૭થી ૧૪ અને ચાદીનો ભાવ આશરે ૧થી ૧ાા ટકા વધે સુદી ૧૩થી આશરે ૧૪ દિવસમા કઠોળ, ઘઉ, ઝવેરાત, દાણા, ધાતુ અને સોનાનો ભાવ વધે. વદી ૩થી તેલાદિ રસકસનો ભાવ વધે દીવેલા અને અળસીનો ભાવ ઘટે ખારોના ભાવ વધે સુદી ૮થી કેસર, હાથીદાત અને મજીઠનો ભાવ તેજ થાય મિલશેરોના ભાવમા તેજીમદી થઈ વધે કઠોળ અને અળસીનો ભાવ વધવા પામે કપાસિયા, કઠોળ, ખાંડ, ગોળ, ઘી, તેલ અને સાકરનો ભાવ ઘટે ઘટયા ભાવે લઈ મૂકવાથી આશરે ૨૯ દિવસમા તેજીમા વેચતા ફાયદો મળે. અસાળિયો, રાઈ, સરસવનો બજાર વધીને થાળે પડે કઠોળ, ઝવેરાત અને મધ ભરી રાખવાથી તેજબજારે વેચતા નફો થાય વદી ૬થી કારખાના તથા મિલશેરોનુ બજાર વધે વદી ૧૦થી આશરે દિવસ ૧૪મા કરિયાણુ, ગોળ, ઘઉ, ચોખા, લુગડા, દાણા ને સૂતરનો ભાવ વધે ખોરાકના ભાવ વધે ધાતુઓ અને મશીનરીનો ભાવ ઘટે વદી ૦))થી રૂનો ભાવ વધી આશરે ૫ દિવસમા ઘટી વધે ચાદી અને મિલશેરોના ભાવ ઘટે તેલીબિયા અને ચૌષ્ટિક કરિયાણાનો ભાવ વધે રૂબજારમા મહાન ઘટથી ઉથલપાથલ થાય અને વ્યાપારી બજારોમા પણ ફેરફાર થાય, એવી અહમદલ ગર્જના કરે છે

## ફાગણ મહિનાનો લાભાલાભ

ફાગણ મહિનામાં ધાન્ય, રસકસ, લુગડાં અને મિલશેરોનો બજાર તેજ થાય. ચાંદીનો ભાવ ઘટે. પીળી વસ્તુઓ, ઘી અને શ્રીફળના ભાવમાં તેજી થાય. વદી પથી ઘી અને ઘઉંનો ભાવ ઘટે. સુદી ૨થી રૂનો ભાવ તેજમંદ બની આશરે ૨૦થી ૩૦ ટકા વધે. અને કૃષ્ણ પક્ષમાં ઘટે. કઠોળ, તલ અને દાણાનો ભાવ વધે. રેશમ અને ઊનનો ભાવ આશરે ૭થી ૧૨ ટકા ઘટે. સોનાનો ભાવ ઠરીઠામ થાય. ગોળનો ભાવ મધ્યમ હોય. સુદી ૨થી ઘી, તેલ, રસકસ, ધાતુ અને સફેદ વસ્તુઓનો ભાવ વધે. સુદી ૩થી ચાંદીનો ભાવ ઘટીને વધે. સુગંધિત દ્રવ્યો મોઘાં વેચાય. સુદી ૬થી ગોળ, ઘઉં, ચણા અને રૂનો ભાવ વધે. સુદી ૯થી આશરે ૧૩ દિનમાં કઠોળ, કપાસ, ચોખા રૂ, સૂતર, તલ અને બાજરીનો ભાવ વધે. વદી ૧થી મિલ-શેરોનું બજાર ઘટે. કોલસા, ખનીજ, ઘાસતેલ અને લોઢાનો ભાવ વધે. વદી ૩થી ધાન્ય, સીહું અને તલતેલનો ભાવ વધે. ચાંદીનો ભાવ આશરે ૦॥। થી ૧॥ ટકો ઘટે. સુવાસિત વસ્તુઓ અને ઝવેરાત મોઘું વેચાય. આશરે દોઢથી પોણા બે માસમાં અળસી, કસૂંબો, ખાંડ, ગોળ, દૂધ, મજીઠ, રાતી ચીજો, સાકર અને રસકસનો ભાવ વધે. ઘઉંનો ભાવ ઘટે. કપાસિયાનો વધે. કઠોળ અને મુક્તાનો ભાવ ઘટે. મહિનાના પાછલા દિવસોમાં ધાન્યનો ભાવ વધે. વદી ૬થી આશરે ૧૨ દિનમાં ખાંડ, ગોળ, ચોખા, મણિ અને સાકરબજાર ઉંચે જાય. સુદી ૧૫થી વદી ૦)) સુધીમાં કરિયાણું, સરસવ અને હળદરનો ભાવ ઠરીઠામ થાય. ઈમીટેશન સિલ્કનો ભાવ વધે.

સુદી ૧થી વદી ૯ સુધીમા એલચી, અસાળિયો, જવ, તેલીબિયા, પીપળ, રાઈ, વળિયારી, સોપારી અને લવીંગનો ભાવ વધે. ગુદર ચપડા લાખ અને રબરનો ભાવ ઘટીને વધે વદી ૯થી અબર, કસ્તૂરી, જાયફળ, જાવત્રી અને મગફળીનો ભાવ વધે એવી ભાગ્યલેખાની ભાગ્યરેખા છે

★

## ચૈત્ર મહિનાની તેજીમદી

આ મહિનામા કસૂબો, કઠોળ, ઘાસચારો, ઔષધિ, બેકલોન, તલ, તેલ, અળસી, અફીણ, ધાન્ય અને ચાદીનો ભાવ વધે સુદી ૨થી આશરે ૧॥–૨ માસમા દાણાનો ભાવ ઘટે. અળસી, રૂ, ચાદીનો ભાવ વધે ખાડ, ઘી, ચાદી, સોનાનો ભાવ ઘટે સુદી ૨થી ૧૫ સુધીમા મિલશેરોના ભાવ ઘટીને વધે ને ઘટે સુદી ૧થી બાર માસમા અનાજ, કપાસિયા, ઘાસ, બિયા અને રૂનો ભાવ વધે સુદી ૬થી અળસી, દીવેલા, સીગદાણા, અને સરસવનો ભાવ વધે સુદી ૧૧થી ચાદીના ભાવ વધે અને કપાસિયા, ઘઉ અને રૂનો ભાવ ઘટે ચાદીનો ભાવ વધીને ઘટે વદી ૫થી ખાડ, ગોળ, ફળ, તલ, તેલ, ધાન્ય, સોપારી, શ્રીફળ, અને રૂનો બજાર ઊચો જાય સુદી૧૫થી દાણાબજાર તેજી દેખે મિલશેરોનો ભાવ વધીને ઘટે ગધક, મનશીલ, પારો અને સોમલનો ભાવ ઘટે ગોળ, તેલ, લોખડ અને સીસાનો ભાવ વધે તાબાપિત્તળના ભાવ ઘટીને વધે એલચી, ગુદર, પીપળ, લુગડા, લાખ અને લવીગનો ભાવ વધીને ઘટે વદી ૮થી આશરે ૯ દિનમા અળસી, ચોખા, તબાકુ અને સરસવનો ભાવ વધે, એવા લલાટના લેખ છે

## વૈશાખ મહિનાના સ્થિતિસંજોગો

આ મહિનામાં આ દેશમાં ધાન્યનો ભાવ વધે ઘટે. રસકસ સોંઘા થાય. કપાસ, ખાંડ, ઘી, ચોખા, સફેદ ચીજો અને સાકરનો ભાવ વધે. ઘઉં, ઘાસચારાનો ભાવ ઘટે. સુદી ૧થી કેસર કસ્તૂરી, અગરતગર, પીપળ, તાંબુ, મીઠું, બરાસ, રતાંજલિ અને સુવાસિત પૌષ્ટિક ચીજોનો ભાવ વધે. સુદી ૩થી ડાંગર–ચોખાનો ભાવ ઘટે. સુદી ૬થી રૂનો ભાવ મોટા પ્રમાણમાં ઘટે. વદી ૯થી ઘઉં, ઘી, ગોળ, તલ અને તેલનો ભાવ વધે. પાછળથી ઘઉં અને જુવારનો ભાવ ઘટે. ચાંદીના ભાવમાં વધારે તેજીમંદી થાય. વધઘટ જોઈને ધંધો કરનાર ખેલાડીઓને ફાયદો થાય. સુદી ૨થી કઠોળ, ઘઉં, ગોળ, ચોખા અને તેલનો ભાવ વધે. રૂનો ભાવ આશરે ૧૫થી ૨૫ ટકા સુધી તેજમંદ થઈ ઘટે. મહિનાના છેવટના દિવસોમાં સફેદ ચીજોના ભાવમાં ઘટાડો થાય. સુદી ૧થી રૂનો ભાવ આશરે ૯થી ૧૩ ટકાનો વધી ઘટે. મિલશેરનો ભાવ વધે. આશરે ૩૩ દિનમાં કપાસિયા, કપૂર, દીવેલા, સીંગદાણા અને તેલીબિયાંનો ભાવ વધે. ચણા, ચાંદી, જવ અને દાણાનો ભાવ વધે. સુદી ૪થી અળસીનો ભાવ ઘટે. ચાંદી, તાંબુ, પિત્તળ અને સોનાનો ભાવ વધે. આશરે ૮–૯ દિનમાં ઘી, ગોળ, ચોખા, જવ, મઠ, મરચાં અને હળદરનો ભાવ વધે. સુદી ૫થી રૂનો ભાવ ઘટે. ચાંદીનો ભાવ ચઢે. કંતાન, ગુણપાટ, મિલશેરો, રેલ્વે, લોઢું અને હેશિયનનો ભાવ ઘટે. સુદી ૬થી અળસી, ઊન અને ઈમિટેશન સિલ્કનો ભાવ ઘટે. ધાન્ય, રૂ, અને ચાંદીનો ભાવ વધે. વદી ૨થી આશરે દિન ૧૬માં અળસી, ઘઉં, ચણા, ચોખા, જવ અને દીવેલાના ભાવ

વધે. વદી ૪થી રૂનો ભાવ મોટે ભાગે ૧૫થી ૨૦ ટકા ઘટે ગોળસાકરનો ભાવ વધે. વદી ૫થી કપાસિયા, કરિયાણુ, મજીઠ, રસકસ અને સોપારીનો ભાવ વધે રૂનો ભાવ ઘટે કેરોસીન, કોલસા, ખનીજ, તેલ, પેટ્રોલ અને લોઢાના યત્રોનો ભાવ વધે. વદી ૯થી ચાદી બજાર તેજમંદ બને કપાસ, કાપડ, સૂતર, કદમૂળ, કસૂબો, કેસર, જસત, તાણુ, પિત્તળ, પારો, સોનામુખી, સોનુ અને હીંગળોકનો ભાવ વધે રૂના ભાવમા આશરે ૬૭થી ૭૨ ટકાની તેજીમદી થવાનો યોગ છે તેલીબિયા, મગફળી, મિલશેરનો ભાવ ઘટે વદી ૦))થી રૂનો ભાવ ઘટે અને ચાદીનો ભાવ વધે લગભગ ૧૪ દિન પછી મિલશેરોનો ભાવ ઘટે ઘાસ, લાકડુ, ઝવેરાત, ચામડા, રગ, વારનીસનો ભાવ વધે ગળી, પોખરાજ, રત્ન, રબ્બર, લાખ અને શસ્ત્રોનો ભાવ ઘટે, એવા લલાટના લેખ છે

★

## જેઠ મહિનાનો ફલાદેશ

આ મહિનામા આ દેશમાં લાલ ચીજોનો ભાવ વધે. રૂ ચાદીનો ભાવ તેજમદ બને અફીણ, કપાસિયા, ઘાસચારો રસકસ, ધાન્ય, મફેદ ચીજોનો ભાવ વધે સુદી ૫થી આશરે ૨૯ દિનમા રૂનો ભાવ ઘટે. સુદી ૧થી રૂનો ભાવ ઘટીને વધે ચાદીનો ભાવ તેજમદ બની ઘટે અસાળિયો, અળસી, ઘઉ, તબાકુ, તલ, દાણા, રાઈ અને વળિયારીનો ભાવ વધે મહિનાના છેલ્લા દિવસોમા રૂનો ભાવ વધે સુદી ૨થી ઊન, ખાડ, ગોળ, ઘી, ગુવાર, દીવેલા, બાજરી અને સરસવનો ભાવ વધે.

સરસવનો ભાવ દિન ૧૪માં વધે. ખજૂર, મરચાં, સોપારી અને હીંગનો ભાવ ઊંચો જાય. સુદી ૯થી કપાસ, ઘઉં, રૂ અને રાતાં મરચાં ખરીદ કરી ભરી રાખી આશરે ૩–૩ાા માસ બાદ તેજી બજારે વેચવાથી મોટો નફો થાય. રૂનો ભાવ આશરે ૬–૭ માસ તેજમંદ થઈને વધે. સુદી ૧૪થી મિલશેરો અને સોનાનો ભાવ ઘટે. દીવેલા અને દાણાનો ભાવ વધી મહિનાના છેલ્લા દિનોમાં ઘટે. સુદી ૧૪થી અળશીનો ભાવ તેજમંદ થાય. કઠોળ અને બાજરીનો ભાવ વધે. વદી ૮થી કંદમૂળ, કપાસ, કાપડ, રેશમ લોઢું, તલ, શણ અને સૂતરનો ભાવ વધે. ધંધાદારીઓને નફાનો તડાકો પડે. ઘઉં, ગોળનો ભાવ ઘટીને વધે. વદી ૧૧થી કાપડ, કપાસ, રૂ અને શણનો ભાવ ઘટે. અળસી, ખાંડ, ગોળ, ઘઉં, લોઢાના શેરો, સોનું અને સાકરનો ભાવ વધે એવું વિધાત્રીનું વિધાન છે.

★

## અખાડ મહિનાનું ગ્રહબળ

આ મહિનામાં સુદી ૧થી ધાન્ય, ઘાસચારો, એરંડા, કપાસ, ચોખા, ચાંદી, લોઢું, સૂતર અને રસકસના વધે. સુદી ૨થી આશરે ૧૪ દિનમાં ચાંદી; રૂ, સોનાનો ભાવ વધીને ઘટે. સુદી ૫થી ચાંદીનો ભાવ ૨ાાથી ૩ાા ટકાને આશરે તેજમંદ બને. વધઘટના ખેલાડીઓ કલદારની કમાણી કરે. ઊન, કોપરાં, કાપડ, ખાંડ, ઘી, ગોળ, તેલ, મીઠું, ધાન્ય, કપાસિયા, કપાસ, કૉટન, ઈમિટેશન સિલ્ક, સૂતર અને સાકરનો ભાવ વધે. સુદી ૧૧થી અળસી, ઘઉં, તાંબુ, રાતી

ચીજો અને સોનાનો ભાવ વધવા પામે. દાણાનો ભાવ ઘટે. સુદી ૧૪થી અળસી, એરંડા, કરિયાણુ, અડદ, જુવાર, તલ, બાજરી, મઠ, સરસવ અને રસકસનો ભાવ ઊંચો જાય વદી ૨થી રૂના ભાવમા આશરે ૧૭થી ૨૨ ટકા સુધીનો ઘટાડો થવાનો યોગ છે ખાંડનો ભાવ આશરે ૧ાાથી ૨ા ટકા ઘટે કાપડ, દાણા અને પીળી વસ્તુઓનો ભાવ પાછો હઠવા પામે કઠોળ, કપાસિયા, કપૂર, કોલસા, લોઢું અને સીંગદાણાના ભાવ વધે વદી ૫થી ચાંદી અને રૂનો ભાવ વધીને ઘટે મિલશેરોનો ભાવ વધે દિન ૭મા રૂ અને શેરોનો ભાવ પાછો હઠે કોલસા, કાળી વસ્તુઓ, ખનીજ, ગોળ, ઘાસ, જસત, લાકડા અને લોખંડનો ભાવ વધે વદી ૧૦થી ચોખા, ધાન્ય, ઘી, રસકસનો ભાવ વધવા પામે ચામડુ અને ધાતુનો ભાવ ઘટતા ખરીદી વધતા વેચનાર ધંધાદારીઓ નફાના નાણા મેળવે રસકસનો ભાવ તેજમંદ બને વદી ૧૪થી અળસી, રૂ અને મિલશેરોનો ભાવ તેજમંદ થાય સુદી ૧૫થી વદી ૦)) સુધીમા રૂનો ભાવ ગગડે કપાસિયા, અળસી, ઘી, ઘઉ, જવ, તાબુ, તલતેલ દીવેલાદીવેલી, લાલપીળી વસ્તુઓ અને સરસવનો ભાવ વધે. ઘઉ ખરીદી ભરી રાખનારા તેજીની ધારણાવાળા શ્રીમંત ખેલાડીઓ અને ઘીનો સંગ્રહ કરનારા, ભાવ ઉંચકાવાની આશાવાળા મૂડીવાદીઓ ધનનો ઢગલો કરે એમ ગણિતવિદ્યા ગણાવે છે.

☆

## શ્રાવણ મહિનાનો યોગાનુયોગ

આ મહિનામા કાપડ, ઘી, ધાન્ય, રસકસ, સૂતર અને શેરોના ભાવો ઊંચા જાય. ચાંદીનો ભાવ ઘટે સુદી ૨થી રૂનો

ભાવ તેજમંદ થઈ આશરે ૨૭થી ૩૨ ટકા વધીને કૃષ્ણપક્ષમાં ઘટે. અડદ, ચણા, ચોખા અને તલનો ભાવ વધે. ઊનનો ભાવ આશરે ૧૦-૧૨ ટકા પાછો હઠે. સોનાના ભાવમાં ૦ાથી ૧ા ટકા સુધી વધારો થાય. સુદી ૫થી કપૂર, ખાંડ, મિલશેરો અને સાકરનો ભાવ ઘટે. કાપડ, દેવદાર અને સૂતરનો ભાવ વધે. સુદી ૯થી અનાજ, ખાંડ, ઘી, ચોખા, શણ અને સોનાનો ભાવ વધે. સુદી ૧૩થી આશરે દિન ૧૪માં અળસી, એરંડા, કપાસ, કપાસિયા, ચણા, ચોખા, મજીઠ અને મરચાંનો ભાવ વધે. સુદી ૧૫થી આશરે ૭-૮ દિનમાં રૂનો ભાવ ઘટીને વધે. ચાંદીના ભાવમાં ૦ાથી ૧ા ટકા સુધીનો ઘટાડો થાય. ધાન્ય મોંઘુ થાય. વદી ૧૩થી કપાસ, કપાસિયા, કાપડ, ખનીજ, ગોળ, ઝવેરાત, તલતેલ, રાતી ચીજો, હળદર, હીંગ, હીરાકસી અને રસાયણોનો ભાવ ઊંચો જાય. વદી ૧૪થી ઔષધિ, ઊન, ગુંદર, તેલ મશીનરી મોંઘા વેચાય. વદી ૧૫થી કેસર, જસત, તંબાકુ, તાંબુ, પિત્તળ, પત્થર, પારો, સોનામુખી; સરસવ, હીંગળોક, અજમો, જીરૂ, રાઇ, મધ, અર્કો, મરી, રત્નો, ને ચપડા લાખ અને તેલનો ભાવ વધવા પામે એવું પ્રારબ્ધનું પ્રાબલ્ય છે.

*

## ભાદરવા મહિનાનાં નફોનુકસાન

આ મહિનામાં અંબર, કાન્તલોહ, છીપ, ઝવેરાત, ધાન્ય, લોહચૂંબક, રત્નો અને મોંઘી ધાતુઓનો ભાવ વધે. કોલસા, મશીનરી અને લોઢાના ભાવ ઘટે. સુદી ૧થી આશરે ૭થી ૧૨ ટકા વધી ઘટે. ચાંદીનો ભાવ આશરે ૧ાથી ૨ા ટકા વધે.

મિલશેરોના ભાવ ઊંચા જાય આશરે દિન ૧૫થી ૧૭મા એરડા,, કપાસિયા, કપૂર, ખાંડ, ગોળ, ઘી, તલતેલ અને સીંગદાણાનો ભાવ વધે ઘઉં, જવ, ચણા, દાણાનો ભાવ પાછો હઠે સુદી ૩થી ચાંદી અને મિલશેરોનો ભાવ વધે આશરે ૨૫થી ૨૮ દિનમા પાછો ઘટવા પામે. રૂ અને સફેદ રાતી ચીજોની લેવેચ કરનારૂ ધધાદારીઓ નાણાંનો નફો કરે વદી ૭થી કઠોળ, ઘઉં, જવ, જારના ભાવ વધે વદી ০))થી દાણાબજાર એકદમ તેજીનુ રૂપ પકડે સુદી ૨થી રૂનો ભાવ આશરે ૧૭થી ૨૨ ટકા સુધી વધવા પામે અળશી, ઘઉં, રાતુ કાપડ, રાતી ચીજો, ચાંદી અને સોનાનો ભાવ વધે સુદી ૨થી અનાજ, કપાસિયા, રૂ, સૂતરનુ બજાર વધારે વધે, પરતુ કેટલાક દિન પછી આશરે ૪૩થી ૪૭ ટકા સુધી પાછુ હઠી જાય અળસી, તમાકુ, ધાતુ, શેર અને સરસવનો ભાવ વધે સુદી ૧૧થી દિન ૧૫મા કાપડ, ઊન, ઈમીટેશન સિલ્ક, શુદ્ધ રેશમ, સોનુ અને સૂતરનો ભાવ વધે વદી ૫થી રૂનો ભાવ ઘટે કપાસિયા, કઠોળ, કતાન, ગુણુ-પાટનો ભાવ વધે વદી ૮થી તેલીબિયા અને મિલશેરોનો ભાવ તેજમદ બને વદી ૯થી ગોળ, જવ, ચણાનો ભાવ વધે રૂનો ભાવ ઘટે સુદી ૩થી એલ્યુમીનિયમ, જર્મનસિલ્વર, જસત, કાસુ, અને લોઢાના પતરાનો ભાવ વધે સુદી ૧૧થી આશરે ૧૫ દિનમા કપાસ, કાપડ, રેશમ અને આર્ટીફિશિયલ સિલ્ક, સૂતર અને સોનાનો ભાવ વધે વદી ૫થી રૂનો ભાવ પાછો પડે કપાસ, કઠોળ, કપાસિયા, કતાન, ગુણુપાટ, ચણા અને શણનો ભાવ વધવા પામે વદી ૮થી મિલશેરોનો ભાવ તેજમદ બને કણુજ બી, અળશી, એરડા, તલ, મગફળી, રાઈ, સરસવનો ભાવ વધે. વદી ૯થી ગોળ, ચણા, જવ, અને રૂના ભાવ ઊંચા જાય.

જુવાર, લાકડું અને હળદરનો ભાવ ઘટીને વધે. વદી ૧૪થી કેળાં, કોદરા, કંદમૂળ, દાણા, દ્રાક્ષ અને શ્રીફળનો ભાવ ઘટે. વદી ૧૪થી અસારિયો, કસૂંબો, ઘી, મજીઠ, રાઈ, રાતી વસ્તુઓ રસકસ અને સરસવનો ભાવ વધે એવું ભાવિનિર્માણ છે.

★

## આસો મહિનાનું ભાવિ

આ મહિનામાં ધાન્ય, રસકસ અને ચાંદીનો ભાવ વધે. સુદી ૨થી કપાસ, કોપરાં, ખાંડ, ચોખા અને ચાંદીનો ભાવ ઘટે. અળસી, કપાસ, ઘઉં, સફેદ વસ્તુઓ અને સૂતરનો ભાવ વધે. સુદી ૯થી ઘી, તેલ, શણ, સૂતરનો ભાવ ઊંચો જાય. સુદી ૫થી સોનાના ભાવમાં ૦ાથી ૦ાા ટકાનો વધારો થાય. અફીણ, ચાંદી, રૂ, બનાવટી રેશમ અને ઊનનો ભાવ પાછો પડે. સુદી ૧૩થી ખાંડ, ઘઉં, જવ, ચણા અને સોનાનો ભાવ મોટે ભાગે ૪–૫ માસ સુધી વધે. વદી ૪થી કપાસિયા, કપાસ, શણ, સૂતર, ગોળ, તેલ અને મગઅડદનો ભાવ વધે. વદી ૯થી ખનીજ ઝવેરાત, તલ અને શ્રીફળનો ભાવ વધે. અળસી, ચોખા, મિલશેરોનો ભાવ ઘટે. કેસર, કસ્તુરી, અત્તર, અર્ક, ઘાસતેલ, પેટ્રોલ, ક્રુડ ઓઈલ, કોલસા અને ખનીજ દ્રવ્યોનો ભાવ વધે. વદી ૧૧થી રૂ, ચાંદી, અને સોનાના ભાવમાં ઘટાડો થાય. સૂતર શણનો ભાવ વધે. વદી ૧૪થી એરંડા, ગુગળ, નાળિયેર, મજીઠ, રાઈ, અસારિયો, લોબાન, અજમો, જીરૂ, હળદર અને હાથીદાંતનો ભાવ વધે. ઈમારતી લાકડાં અને સીંગદાણાનો ભાવ વધીને ઘટે; પરંતુ મહિનાના પાછલા દિવસોમાં વળી પાછો વધવા

પામે એવો ગ્રહસંજોગ છે

બજારની રોજીંદી વધઘટ લક્ષમાં લઇને ધંદીમાં ખરીદીને તેજીમા વેચી તારવણીનો વણુજવ્યાપાર ખેડનારા ખેલાડી ધંધાદારીઓ કમાય અને બજારના વધારે પડતા ઉછાળાની આશાએ નફાખોરી વૃત્તિથી સંગ્રહ કરી ઘરમા માલ ભરી રાખે, માથાના સોદા કરવાનુ અવિચારી સાહસ ખેડે કે અન્યને ગોળને પાણીએ નવડાવી નાખવાની નીચ બુદ્ધિથી એકહથ્થુ ઇજારા જેવા બનાવટી ખીલા ઊભા કરે તેની પૈસાની પાયમાલી થઈ જાય એવો દેશકાળ, આતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને ગ્રહસંજોગ છે

★ ★

## પ્રકરણ ૨૪મું

## કામકાજનાં લાભહાનિ જાણવાની પદ્ધતિ

વણજવ્યાપાર ખેડનારા ધંધાદારીઓને રોજગાર કરતાં પહેલાં કે વ્યવસાય કર્યા પછીથી તે કાર્યમાં સફળતા મળશે કે નિષ્ફળતા અથવા તો તે કામનું કેવું પરિણામ આવશે તેનો સત્ય ઉત્તર સંપાદન કરવામાં ઉપયોગી થઈ પડે તેટલા માટે અમો આ નીચે "શ્રી કીર્તિભવાની યંત્રો" તેની વિગતવાર સમજણ સાથે વ્યાપારી આલમના હિતાર્થે દર્શાવીએ છીએ:—

[ ૧ ]

ૐ શ્રી કીર્તિભવાન્યૈ નમઃ

શ્રી

ક્લીં

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

ૐ

શ્રી

પોતાના કરવાના અથવા કરેલા કામનુ ફળ જાણુવા ઇચ્છતી વ્યક્તિએ ઉપરના મત્રથી નાની સોપારીને ૭ વખત મત્રીને યત્રના આક પર મૂકવી અને આ યત્રના નીચેના ફલાદેશમાથી પોતાના કાર્યનુ પરિણામ જાણી લેવુ–મૂક પ્રશ્નનુ ફળ સમજી લેવુ

## મૂક પ્રશ્ન ફલદર્શન

જો ૧ના આક ઉપર સોપારી મૂકી હોય તો સર્વ કાર્ય સિદ્ધ થાય, વણજવ્યાપાર વિવાહલગ્નની આશાઅભિલાષા, ચિન્ત-ચિન્તવ્યુ કામ થાય અને ૭ દિવસમા ધારેલી ધારણા ફળે. મૂક પ્રશ્ન કરનારની પગની સાથળે તલનુ ચિન્હ છે એ સાબિતી જો ૨ના આકડા ઉપર સોપારી મૂકી હોય તો વ્યાપારમા વસ્તુની વૃદ્ધિ, વિવાહલગ્નમા લક્ષસિદ્ધિ, ધનપ્રાપ્તિ, સર્વ કાર્ય સફળ બને મનની મૂઝવણુ મટે, મનવાછિત ફળ મળે સોપારી-મૂકનારની છાતીએ તલ છે એ નિશાન જો ૩ના આક ઉપર સોપારી મૂકી હોય તો વધારે વિપત્તિ વેઠવી પડે, હૃદયવ્યથા થાય, પરગામથી સિદ્ધિ ના મળે મનના મનોરથ ના ફળે ૨૧ દિવસ બાદ કામ કરવાથી કાર્યલાભ થાય પ્રશ્ન પૂછનારને દેહે લાખુ છે એ ઓળખાણુ

જો ૪ના આક ઉપર સોપારી મૂકી હોય તો લક્ષ્મીનો લાભ મળે, સ્ત્રીસિદ્ધિ થશે, વ્યાપારથી ફાયદો મળશે, ઇચ્છાનુસાર કાર્ય થશે સોપારી મૂકનારને જમણા પગે તલની નિશાની છે એ પરિચય જો ૫ના આક ઉપર સોપારી મૂકી હોય તો દર્દી મૃત્યુ પામે, ઉદ્વેગ ઉપજે, ચિન્તવ્યુ કાર્ય ના બને, ૫ દિવસ સુધી સાવચેત રહેવુ ૭ દિવસની અદર કોઈની,

સાથે ક્લેશ થયો એ એંધાણ. જો ૬ના આંક ઉપર સોપારી મૂકી હોય તો મનમાન્યું બને, બોલ ઉપર આવશે. ઝગડામાં જીતે. સ્ત્રીલાભ થશે. જમણા નાકમાં પવન આવે છે એ એંધાણી. જો ૭નાં આંક ઉપર સોપારી મૂકી હોય તો દિલધાર્યું કાર્ય થાય, ભવિષ્યમાં ફાયદો મળે, વાટ જુઓ છે તે આવી મળે. કાને તલ છે એ નિશાની.

જો ૮ના આંક ઉપર સોપારી મૂકી હોય તો બહુ દુઃખ અને ફિકર થાય, કાર્યનો બગાડ થાય. ભાગીદાર કપટી છે. સાવચેત રહેવું. શુકન ના કહે છે. કાર્ય કરવું નહિ. દિલે ગુમડાં થયાં હોય એ સાબિતી. જો ૯ના આંક ઉપર સોપારી મૂકયું હોય તો સારૂં થશે, રાજ્યમાન મળશે, ધાર્યું કાર્ય થશે, સ્ત્રીલાભ થશે, વ્યાપારલાભ થશે, કામ સફળ થશે. કપાળે તલ છે એ ખાતરી. જો ૧૦ના આંક ઉપર સોપારી મૂકી હોય તો રાજવીથી સન્માન થશે, ૧૫ દિનમાં ચિત્તનું ચિન્તવ્યું કાર્ય થશે, સ્ત્રીલાભની આશા ફળશે. પ્રિય વાત સાંભળવા મળશે. સ્વપ્નમાં સરિતા દેખાય એ નિશાન. જો ૧૧મા આંક ઉપર સોપારી મૂકી હોય તો ધંધામાં લાભ થાય. પરગામથી શુભ સમાચાર આવે. સ્ત્રીમિત્રનો લાભ મળે. વહાલી વાત સાંભળવાની મળે. કાર્યસિદ્ધિ થાય. છાતીએ તલની ઓળખાણ.

જો ૧૨મા આંક ઉપર સોપારી મૂકી હોય તો દર્દી દુઃખી થાય. ફિકર લાગે, કાર્ય ના બને, દર્દી મૃત્યુ પામે, ધારેલું કાર્ય થાય નહિ. શુકન ના કહે છે. ૭ દિવસમાં સાપ જોયો હોય એ એંધાણ. જો ૧૩મા આંક ઉપર સોપારી મૂકી

હોય તો ચોરનો ડર રહે, ફિકર થાય, પરાધીન થવાય, ભાગીદાર કપટી છે, માર્ગે ચોરભીતી, નાણાનુ નુકસાન, કામ કરવું નહિ. શુકન ના કહે છે જો ૧૪મા આક ઉપર સોપારી મૂકી હોય તો ચિત્તનુ ચિતવ્યુ કાર્ય બને, દુખદર્દ ટળે, મનની આશા ફળે, મહિસલામતી આવે સદ્ગુણી મળે પેટે તલ હોય એ પિછાન જો ૧૫મા આક ઉપર સોપારી મૂકી હોય તો ધાર્યું કાર્ય થાય, લક્ષ્મીનો લાભ મળે, ધધામા નફો કરે, સ્ત્રીલાભ થાય, જમણે હાથે તલનુ ચિન્હ છે એ એધાણી અને જો ૧૬મા આક ઉપર મૂકી હોય તો રાજ્યનુ માન મળે, દ્રવ્યલાભ થાય દર્દી સાજો બની માદગીને બિછાનેથી ઊઠે, સ્ત્રીલાભ મળે અને ધારેલુ કાર્ય થાય. સાથળે તલની નિશાની છે એ સાબિતી.

⁂

## દેશાવર ગએલાના મૂક પ્રશ્નો

### [ ૨ ]

### ૐ શ્રી કીર્તિભવાન્યૈ નમઃ

શ્રી

| | | | |
|---|---|---|---|
| ૯ | ૫ | ૧૬ | ૪ |
| ૩ | ૬ | ૧૦ | ૧૫ |
| ૧ | ૮ | ૧૩ | ૧૨ |
| ૧૪ | ૭ | ૧૧ | ૨ |

શ્રી ૐ

શ્રી

વણજવ્યાપારના વ્યવસાયના ધંધાદારીનું કોઈ સગુંસંબંધી, કે સ્નેહીમિત્ર દેશાવર ગયેલ હોય તો તે પાછો કયારે આવશે, તેની ત્યાં શું સ્થિતિ છે, તે હયાત છે કે કેમ, તે ક્ષેમકુશલ છે કે નહિ ઈત્યાદિ મૂક પ્રશ્નોના ઉત્તરો મેળવવા હોય તો તે વેપારીએ ઉપરના મંત્રથી ૭ વખત નાનું સોપારી મંત્રીને ઉપરના બીજા યંત્ર ઉપર મૂકવું. પછીથી તેનું ફળ જોવું. આ મૂક પ્રશ્નના આંકડાનો ફલાદેશ નીચે આપવામાં આવે છે, તેમાંથી પોતે જે સંખ્યાના આંકડા ઉપર સોપારી મૂકયું હોય તે આંકડાના મૂક પ્રશ્નનો ઉત્તર નીચેના ફલાદેશમાંથી સમજી લેવો:—

જો ૧ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર બહુ જંજાળમા બેઠો છે જો ૨ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર ચિંતામા છે જો ૩ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર થોડી વારમા આવશે જો ૪ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર સહિ-સલામત આવે છે, જો ૫ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર જલદી આવશે જો ૬ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર ધાર્યો લાભ લઈને આવી રહ્યો છે જો ૭ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર જ્યાં ગયો છે ત્યા મનમા વિચાર કરી બેઠો છે જો ૮ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર મરણાત દુખમા પડયો છે જો ૯ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર ગાયોને ગોદરે કે માર્ગે આવે છે. જો ૧૦ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર ચિંતામા બેઠો છે, ફિકર ઘણી છે જો ૧૧ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર ૧ દિવસ ૧ રાતમા આવશે જો ૧૨ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર સત્વર આવશે, ચિંતા કરવા જેવુ નથી જો ૧૩ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો લાભ લઈને વહેલો આવશે. જો ૧૪ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર ત્વરિત ચાલ્યો આવે છે જો ૧૫ના આકડા ઉપર સોપારી મૂકયુ હોય તો તેનો ઉત્તર તરત ઉતાવળો આવે અને જો ૧૬ના આકડા ઉપર સોપારી મૂકયું હોય તો તેનો ઉત્તર ૪ દિવસમા આવે એ છે

## દર્દીનો મૂક પ્રશ્ન

ધંધોધાપો કરનાર વેપારીનો કોઈ સગુંવહાલું બિમાર હોય, તે દર્દીની સ્થિતિ તથા માંદગીનું પરિણામ તેમણે જાણવું હોય તો નીચેના રોગ–ઉત્તર યંત્ર ઉપરથી મેળવી શકશે.

ૐ શ્રી કીર્તિભવાન્યૈ નમઃ

શ્રી

| ૧ | ૪ |
|---|---|
| ૩ | ૨ |

(મધ્યમાં: શ્રી; ડાબે: હ્રીં; જમણે: ૐ)

શ્રી

આ મંત્રથી સાત વાર સોપારી મંત્રીને યંત્ર પર મૂકવી.

**અંક ફલાદેશ :** જો ૧ના આંકડા ઉપર સોપારી મૂકી હોય તો તેનો ઉત્તર મરણને શરણ થયો છે માનવો. જો ૨ના આંકડા ઉપર સોપારી મૂકી હોય તો તેનો ફલાદેશ જીવે છે જાણવો. જો ૪ના આંકડા ઉપર સોપારી મૂકી હોય તો તેનો ઉત્તર રોગ ઘણો છે ગણવો અને જો ૩ના આંકડા ઉપર સોપારી મૂકી હોય તો તેનો ઉત્તર સાજો થાય એવો સમજવો.

# પ્રકરણ ૨૫મું

## બારે રાશિની ભવિષ્યવાણી

વણુજવ્યાપાર ખેડનાર ધધાદારીઓના હિતાર્થે બારે રાશિનુ બાર માસના યોગાનુયોગ ફલાદેશનુ સરવાયું નીચે આપ્યુ છે

(૧) મેષરાશિનાં માનવીઓને કારતકમા વિવિધ શ્રેણિનાં વિખવાદ, કકાસ, સુલેહશાતિનો હ્રાસ અને દુખદાયક વાતાવરણ દિનરાત્રિ નિર્ગમન કરવી પડવાનો યોગ છે

માગસરમા સુખદુખ મિશ્રિત સામાન્ય પરિસ્થિતિમાં પસાર થવાનો યોગ છે

પોષમા વણુજવ્યાપારમા સાધારણ વસુની વૃદ્ધિ, ધધાધાપામા થોડા પૈસાની પ્રાપ્તિ, વિજયકીર્તિની સ્વલ્પ સિદ્ધિ, અને ફાયદાગેરફાયદાના પ્રસગોમા આવકજાવક સમાન થવાનો સભવ છે

મહામા સસારવ્યવહારમા પ્રત્યેક પ્રકારે અને શરીર સુખમા પ્રત્યેક દિશાએથી તથા વણુજવ્યાપારમા પણ નફાનુકસાનથી સર્વ વિષયોમા સામાન્ય શ્રેણિની કાર્યસિદ્ધિ થાય એમ લાગે છે.

ફાગણુમા નોકરીચાકરીમાં અને વ્યાપારરોજગારમા કેટલાક પ્રમાણુમા શુભ ફળ આવે તથા કેટલીક હદે કીર્તિ પ્રાપ્ત થાય, તેમજ નફાનુકસાનના પ્રસગો સમાન શ્રેણિના પસાર થાય એમ લાગે છે

**ચૈત્ર**માં પોતાના ઘરનાં માણસો અને કુટુંબના મનુષ્યોની સાથે વિખવાદ જાગે, રાજદરબારથી હેરાનગતિ ભોગવવી પડે, સાંસારિક કાર્યોમાં કષ્ટ અને નાણાંની સખત ભીડ ઈત્યાદિથી દુઃખ થાય એમ પેખાય છે.

**વૈશાખ**માં કંકાસઉદ્વેગ થાય, સગાંવહાલાંમાં કુસંપ ઝગડો તથા સંકટની છાયા દૃષ્ટિગોચર થાય, સંપૂર્ણ સાવધાની રાખવા છતાં પણ શરીરસ્વાસ્થ્ય જોખમાય, માનમરતબાને માટે પણ કેટલુંક વેઠવું પડે. ધંધારોજગારની ભિન્નભિન્ન તારવણીમાં હાનિ જ પહોંચે અને સરલ માર્ગે પ્રયાણ કરવા છતાં પણ ફટકો પડવાનો અનિષ્ઠ યોગ આવે એમ દેખાય છે.

**જેઠ**માં પૂજ્ય વડિલ મુરબ્બી તથા ગૃહસંસારનાં સભ્યોથી સીધે રસ્તે જતાં પણ લપડાક પડે, તેમ જ મુશ્કેલી વગરનાં વ્યાવહારિક કાર્યોમાં પણ પ્રતિરોધ ભાસે. પ્રત્યેક વસ્તુમાં આડખીલી આવે. પત્નીપરિવાર તથા અંગત વર્ગની નિકાલ થયા વિનાની ફિકર નજર સામે આવીને ડોળા કાઢે. ધંધાવેપારમાં નફાનુકસાનનાં પાસાં સરખાં કરતાં નવ નેજાં થાય. મગજ અસ્થિર બને. ચિત્ત ચકરાવે ચઢે. અશાંતિ અક્કલહુશિયારીમાં દરેક રીતે દિલ ડુભાવે અને પીંડ પ્રકૃતિ પણ વખતોવખત ઠંડી ગરમ દુઃખદર્દવાળી લાગે એમ જણાય છે.

**અષાડ**માં મહેનતના પ્રમાણમાં ફાયદો થાય નહિ. સ્નેહી સંબંધીમાં વિખવાદ જાગે અને વેરીઓ હેરાન કરે એવું ગ્રહબળ છે.

**શ્રાવણ**માં શિર ઉપર વિપત્તિનાં વાદળાં ઘેરાય. મુક્તિનું

માર્ગદર્શન ના થાય. આપત્તિને ટાળવામાં બુદ્ધિબળ, યુક્તિશક્તિ અને અનુભવસિદ્ધિની જબરજસ્ત જરૂરિયાત જણાશે સંસાર-વ્યવહારમા અશુભ પરિણામ આવે સ્નેહીસબધીમા કેટલુંક સહેવુ પડે. માલપાણીની મુશીબતો જણાય. કુસંપકકાસ થાય, આંતરકલહ જાગે આત્મા અશ્રદ્ધાળુ થાય પરિવાર તરફથી ફિકર જાગે સ્ફુર્તિહીનતા અને ઉદ્વેગ વૃદ્ધિ પામે વણુજવ્યાપારમા ધ્યાનપૂર્વક પરિશ્રમ ઉઠાવ્યા છતા પણુ તેનુ ફલ શૂન્યમાં પરિણુમે દુશ્મનો દોર દાખવે ચાહ્ય તેટલી બાહોશી હોય તો પણુ સુખસાહ્યબી જોખમાય. સરકારદરબારની ઉપાધિ ઉભી થાય. અને કોર્ટકચેરીના કાર્યોમા નિષ્ફળતા મળે એવુ રાશિબળ છે.

**ભાદરવામાં** વ્યાપારમા વસુની વૃદ્ધિ થાય ઉમગ ઉત્સાહ વધે ભોગવિલાસની સામગ્રી સપાદન કરાય. દાસદાસી, વાહન સુખ મળે સરકાર દરબારમા કીર્તિપ્રતિષ્ઠાની પ્રાપ્તિ થાય અભિલાષા વૃદ્ધિ પામે અને મનના મનોરથ ફળે એવું યોગબળ છે

**આસોમાં** નાણુભીડ ભોગવવી પડે. મહામુશિબતમા મૂકાઈ જવાય વેરીઓ વિપત્તિ વેઠાવે કાયાએ લોહીબિગાડ અને જાગના દર્દો દુખ દે રાજદરબારમા અપયશ મળે કુટુબ-કબિલામા અસતોષની આગ પ્રકટે પત્નીપરિવાર નિમિતે પણુ પીડા વેઠવી પડે અને ગૃહકકાસ થાય એવુ ગ્રહરાશિનું ફલપારાયણુ છે

★

**વૃષભ (વરખ) રાશિના** મનુષ્યોને કારતકમા ઘરબાર માલમિલકતના ખટલા અને પત્નીપરિવાર તરફથી અસુખશાતિ-

કારક સાંસારિક તથા વ્યવહારિક વાતાવરણ રહેવાનો યોગ છે.

**માગશર**માં વણજવ્યાપારમાં દળદર ફીટી જાય. સુખશાંતિ સંપાદન કરાય. દ્રવ્યની ખેંચતાણ અદ્દશ્ય બને અને ઉમંગ ઉલ્લાસ વૃદ્ધિ પામવાનો સંયોગ છે.

**પોષ**માં સરકારદરબારનાં કાર્યોમાં યશપ્રાપ્તિ થાય. નોકરી-ચાકરીમાં મૂલ્ય અંકાય. ધંધાવેપારમાં નફો થાય. ઘરસંસાર આનંદકલ્લોલ કરે. પત્નીપરિવાર અને દાસદાસીમાં સામાન્ય હેરાનગતિ દેખાય. ઈજ્જતઆબરૂ અને કીર્તિ કાયમ રહેવાનો સંજોગ છે.

**મહા**માં સાંસારિક કાર્યોમાં હરેક રીતે અને શરીર સ્વાસ્થ્યમાં પ્રત્યેક પ્રકારે અને વ્યાપારઉદ્યમમાં પણ નફાનુકસાનથી સર્વ વિષયોમાં સામાન્ય સ્થિતિ સચવાય એમ ભાસે છે.

**ફાગણ**માં વણજવ્યાપારમાં કેટલોક નફો તથા કેટલીક કીર્તિ પ્રાપ્ત થાય અને આવકજાવકનાં પૈસા સમાન રહે એમ લાગે છે.

**ચૈત્ર**માં વસુની વૃદ્ધિ સંતોષકારક પ્રમાણમાં થાય, વ્યાપારધંધાની નૂતન દિશાઓ દેખાય. ફિકરચિંતા નાશ પામે. વડિલ મુરબ્બીની કૃપાદ્દષ્ટિ થાય. વેરીઓ નાશ પામે અને પ્રગતિને પંથે પળાય એમ પેખાય છે.

**વૈશાખ**માં હર્ષશોક, નફોનુકસાન અને આવકજાવકના પાસાં સર્વ પ્રકારે સરખાં થાય. ખાનદાનીના ખ્યાલમાં ખોટો ખર્ચ કરાય અને પાછળથી નાણાંભીડની નાગચૂડમાં સપડાવું પડે એમ દેખાય છે.

જેઠમા રોજિંદો જીવનવ્યવસાય સામાન્ય શ્રેણિએ પરંતુ મહામુશીબતે ચાલે જ્યાં સુધી નભી શકે ત્યા સુધી નવુ કામ-કાજ કે નવીન વ્યાપાર ધંધામા પડવાનુ સાહસ ખેડવાથી દૂર રહેવુ અને અવિચારી પગલુ ભરવુ નહિ એવો ગ્રહયોગ છે

અષાઢમા શક્તિના વ્યયના પ્રમાણમાં તેનુ ફળ ઓછું મળે સ્નેહીસબધીમા વિતડાવાડ જાગે. શત્રુઓ સતાવે અને મહામુશ્કેલીએ વ્યવહારિક કામકાજ કરી શકાય એવુ ગ્રહબળ છે.

શ્રાવણમા જીવનનૌકા ભવ્દરીએ ઝોલા ખાતી પેખાય. વણજવ્યાપારમા આસ્માનના તારા દેખાય હૃદય વ્યગ્ર બને. મગજ અસ્થિર રહે ઘરસસારમા કછીયોકકાસ રહે સ્વપ્ને પણ નહિ કલ્પેલી સામાન્ય રીતની હાનિ પણ થાય જ્યા સુધી ચાલી શકે ત્યા સુધી આ મહિનામા નવીન સાહસમા નહિ પડવાની સલાહ છે, નહિ તો પાછળથી પેટ ભરીને પસ્તાવાનો પ્રસગ આવે એવુ રાશિબળ છે

ભાદરવામા નોકરીચાકરીમા સારી ફાવટ આવે વણજ-વ્યાપારમા માલપાણી મળે મન પ્રફુલ્લિત રાખે પોતાના પગ ઉપર ઉભા રહીને સુખસાહ્યબીની સામગ્રી સપાદન કરી શકાય. સેવક, ભક્ત અને વાહનસુખની પ્રાપ્તિ થાય સરકારદરબારમા કીર્તિપ્રતિષ્ઠા વધે અને મનના મનોરથ ફળે એવી કિસ્મતની કરામત છે

આસોમા વચલી રીતની જિંદગીના પ્રત્યેક કામકાજો પાર પડી શકાય સસારવ્યવહાર સાધારણ કોટિથી નભે અને ઇજ્જત આબરૂ પણ મહામહેનતે ટકાવી રખાય એવી તકદીરની તાસીર છે.

★

**મિથુન રાશિનાં** માણસોને **કારતક**માં રાજદરબારમાં કાર્ય સિદ્ધિ થાય. ધંધાધાપામાં પૈસાની પ્રાપ્તિ કરે અને વડિલ સુરબ્બીઓની મહેરબાની મળે.

**માગશર**માં વણુજવ્યાપારની વિટંબણા ટળે. વૈભવવિલાસ ભોગવાય. ભોગવિહાર થાય. વસુની વૃદ્ધિ થાય. આનંદોત્સવ ઉજવી શકાય અને માંગલિક કાર્યો થાય એવો યોગ છે.

**પોષ**માં અંગનું આરોગ્ય જોખમાય. મગજ અસ્વસ્થ બને. હૃદય અસ્થિર રહે. સામાજિક સમશ્યાઓ સામે ઘુરકિયાં કરે. વ્યાપારવ્યસાયમાં જોખમ વિશેષ અને ફળ ઓછું મળે અને માનમરતબો યુક્તિપ્રયુક્તિથી સાચવવો પડે એવ સંજોગ છે.

**મહા**માં વ્યાપારમાં રોજિંદો ખર્ચ નભે એટલી કમાણી કરી શકાય. નોકરીચાકરીમાં શેઠશાહુકારની પ્રીતિ સંપાદન કરે. કીર્તિપ્રતિષ્ઠા તથા આમદાની વધે. જીવનવ્યવસાયના જોખમદારીના સામાજિક કાર્યો કરી શકાય અને દેહ દેદિપ્ય-માન બને એમ ભાસે છે.

**ફાગણમાં** કાયા કંચનવર્ણી રહે. વેપારરોજગારમાં કેટલાક પ્રમાણમાં પૈસાની પ્રાપ્તિ કરી શકાય અને કેટલાક પ્રમાણમાં વિજયકીર્તિ પણ સંપાદન થાય અને નફાનુકસાનના પ્રસંગો સમાન રહેવા પામે એવો સંભવ છે.

**ચૈત્રમાં** વસુની વૃદ્ધિ થાય. વણુજવ્યાપારનાં નૂતન દ્વારો ખુલે. તનબદનની તાકાતતાઝગી જળવાય. જીગરનું જોમજોશ સચવાય. મિત્રમંડળ મદદ કરે. વેરીઓનો વિનાશ થાય અને પુનરોદ્ધાર થવાનાં માંગલિક ચિન્હો દેખાય એવું ગ્રહબળ છે.

**વૈશાખમાં** આનંદ, કલેશ, ફાયદોનુકસાન, શુભ, અશુભ પ્રત્યેક પાસાં સર્વ પ્રકારે સરખા થાય. કમાણીના પ્રમાણમા જ વ્યય કરવાની ઇચ્છા રહે, તો પણ વ્યય કુદરતી રીતે જ વિશેષ કરી નાખે, કુલિનતાની મોટાઈમા નાહક તણાઈને નકામો ખોટો ખર્ચ કરી નાખે એવુ રાશિબળ છે.

**જેઠમા** નિત્યનો જીવનવ્યવહાર સામાન્ય રીતનો પણ મહામુશીબતે ચલાવી શકે નવા કામધધામા ઝૂકાવવાની સાફ ના છે, નહિ તો ભેશના શિગડા ભેશને ભારે પડી જાય એવું ચોગબળ છે.

**અખાડમાં** તકલીફના મુકાબલે મહેનતાણુ કમતી મળે, સગાવહાલામા ઉંચાદિલી થાય હરીફો હ ફાવે અને રાજદ્વારનો ભય જાગે એવા નસીબના નખરાં છે.

**શ્રાવણમાં** શરીરસ્વાસ્થ્ય સચવાય પરાક્રમીના પાસા પોબાર પડે ઉધી વહેલી બાજી પલટો ખાઈ સવળી થાય. બુદ્ધિચાતુર્ય વિકસે વ્યાપારધધામા કાર્યસિદ્ધિ અને કલદારની કમાણી કરે દુ ખદારિદ્ર દફે થાય ઈજ્જત તથા સ્વમાન સચવાય રાજદ્વારની ઉપાધિ આવે, તો પણ હાનિ પહોચે નહિ. આપવા લેવામા મનના મનોરથ ફળે. પત્નીપરિવાર આનદ-પ્રમોદ કરે સજ્જનોની સોબત થાય સ્નેહીઓ સત્કારે દ્રવ્યની ભીડ નાશ પામે શોકનો સમય જાય શુભાશુભ વિવિધ પ્રસગો આવે સર્વ કાર્ય સિદ્ધ થાય અલ્પ પરિશ્રમે વિશેષ કાર્યસિદ્ધિ થાય યુક્તિપ્રયુક્તિનો સદુપયોગ રચનાત્મક કાર્યક્રમમા કરવો પડે સગાવહાલા સહાય કરે અને મનની મુરાદો બર આવે. એવા છઠ્ઠીના લેખ છે

**ભાદરવામાં** નોકરીચાકરીમાં કમાણી કરી શકાય. વણુજ વ્યાપારમાં વસુની વૃદ્ધિ થાય. આમોદપ્રમોદમાં રહેવાય. ભોગવિલાસ ભોગવાય. પ્રવાસસુખ મળે. શેઠશાહુકારમાં કીર્તિ-પ્રતિષ્ઠા સચવાય. ઉરની આશા ફળે અને મનના મનોરથ વધે એવા કર્મસંજોગ છે.

**આસોમાં** નાણાંભીડ ભોગવવી પડે. ઉર અકળાય. દુશ્મનો દુઃખ દે. અદાલતને આંગણે અપયશ મળે. ઘરસંસારમાં આંતરકલહ જાગે અને વૈરી તથા બાલગોપાલને અંગે પણ કષ્ટ અને કંકાસ વેઠવાં પડે એવું ભાવિબળ છે.

★

**કર્કરાશિની** વ્યક્તિઓને **કારતક**માં માલમિલકતના મુકદ્દમા, અને પત્નીપરિવાર તરફથી અસુખકારક અવદશા આવે એમ ભાસે છે.

**માગશર**માં સુખદુઃખ, લાભઅલાભ અને આવકજાવક વિષયોમાં સમાન સ્થિતિમાં દિનરાત્રિ નિર્ગમન કરવાં પડે એમ લાગે છે.

**પોષ**માં ન્યાયમંદિરના કામકાજમાં સફળતા મળે, વેપારધંધામાં લક્ષ્મીનો લાભ થાય. ગૃહમંદિરમાં સુલેશાંતિ સચવાય. ઈજ્જતઆબરૂ, માનમારતબો અને કીર્તિપ્રતિષ્ઠા સચવાય એમ પેખાય છે.

* **માહ**માં વણજવ્યાપારમાં વ્યયના પ્રમાણમાં નફાનાં નાણાં મળે, નોકરીચાકરીમાં ઉપરી અધિકારી કદર કરે. કાયા કંચનવર્ણી

રહે પત્નીપરિવારની ફિકરચિંતા કરવી પડે નહિ અને વડિલ મુરબ્બીઓની વક્રદૃષ્ટિમા આવવુ પડે એમ દેખાય છે

ફાગણમા યશપ્રાપ્તિ, કાર્યસિદ્ધિ, સર્વ પ્રકારનુ સુખ અને ખર્ચના પ્રમાણમા કલદારની કમાણી કરી શકાય એમ જણાય છે

ચૈત્રમા ઘરના માણસો તથા બહારની વ્યકિતઓથી વિખવાદ થાય. કોર્ટકચેરીનુ લફરૂ વળગે સાસારિક કાર્યોમા વિઘ્ન નડે અને નાણાભીડ મનને મૂઝવી નાખે એવો યોગ છે

વૈશાખમા આનદમા આક્રમણ, ફાયદોગેરફાયદો, શુભ અશુભ સકળ બાજુ સર્વ પ્રકારે સમધારણ રહેવા પામે કમાણી જેટલોજ વ્યય કરવા ચાહે તો પણ અકસ્માત વ્યય વિશેષ થઈ જાય અને દ્રવ્યભીડ ભોગવવી પડે એવો સજોગ છે

જેઠમા સ્નેહીસબધીથી અણબનાવ થાય, સગાવ્હાલા રીસાય જાય, ધારેલા કામમા ઢીલ થાય, પત્નીપરિવાર પીડે પોતાના પરાયા બને વ્યાપારધધામા નફાનુકસાનના ત્રાજવા સમાન કરવા જતા નવનેજા થાય મગજ બેકાબુ બને ચિત્તચગડોળે ચઢે શરીરસ્વાસ્થ્ય પણ સચવાય નહિ અને જીવનવ્યવસાય મહામુશીબતે નભી શકે એવો સભવ છે

અષાડમા દેહ દેદિપ્યમાન રહે, વણજવ્યાપારમા ધનનો ઢગલો વળે, રાજદરબારમા વિજયવાવટો ફરકે હરીફો હણાય, શત્રુનો સહાર થાય વ્હાલમા વૃદ્ધિ થાય અને કીર્તિપ્રતિષ્ઠાના ડકાનિશાન ગડગડે એવો ગ્રહપ્રતાપ છે

**શ્રાવણ**માં કાયા કંચનવર્ણી બને. મગજહૃદય તાકાતતાઝગીવાળું થાય, પુરુષાર્થપરાક્રમ જોશજોમવાળાં બને. ઉંધી વળેલી બાજી છતી થાય. હિમ્મતે મર્દા બનાય. વણજવ્યાપારમાં નાણાંભીડનો નાશ અને કાર્યની સિદ્ધિ થાય. મનની મૂંઝવણો મટી જાય. કીર્તિપ્રતિષ્ઠા સચવાય. અદાલતને આંગણે જવું પડે, પણ તેથી ઈજ્જતઆબરૂને બટ્ટો લાગે નહિ. ધીરધારના ધંધામાં ચિત્તનું ચિંતવ્યું ફળ મળે. અર્ધાંગનાની અંગઆરોગ્યતા સચવાય. સુજ્ઞ જનોના સ્નેહસંબંધથી સહાયતા સંપાદન કરી શકાય. સ્નેહીસંબંધી સહકાર આપે. માંગલિક મહોત્સવ માણાય અને સર્વ સિદ્ધિ સધાય એવો રાશિપ્રભાવ છે.

**ભાદરવા**માં નફોનુકસાન, આવકજાવક, શુભઅશુભના સારાખોટા અવનવા સંજોગો આવ્યા કરે. તનબદન તાકાતતાઝગીવાળું રહે નહિ અને ધારેલી ધારણા ફળવાના વિચારવમળમાં જ મહિનો પૂરો થઈ જાય એવો યોગપ્રકાર છે.

**આસો**માં સામાન્ય રીતે તમામ જીવનવ્યવસાય મહામહેનતે સાચવી શકાય; સંસારવ્યવહાર નિભાવતાં નવનેજાં થાય અને ઈજ્જતઆબરૂ સાચવતાં આસ્માનના તારા ગણવા પડે એવું ભાવિપ્રાબલ્ય છે.

★

**સિંહ રાશિનાં** નરનારીઓને, **કારતક**માં કંકાસ, અસન્તોષ, અને અરાજકતા વેઠવી પડે એવું ગ્રહરાશિફળ છે.

**માગશર**માં નાદુરસ્ત તબિયત, કામકાજમાં નિષ્ફલતા, કીર્તિને નુકસાન, વ્યાપારમાં ગેરલાભ, પત્નીપરિવારથી વિરોધા-

ભાસ, અને સગાસબધી તથા મિત્રમડળથી વિખવાદ જાગે એવુ ભવિષ્યનિર્માણ છે

પોષમા રોજગારવ્યવસાયમા કેટલીક ફાયદો અને કેટલીક વિજય મળતો રહે અને નફાનુકસાનના સજોગોમા આવક અને જાવકના પાસા સમાન રહે એવુ ભાવિપ્રાબલ્ય છે

આહુમા સાસાગ્કિ, શારીરિક અને આર્થિક સર્વ રીતે મધ્યસરના દિવસરાત પસાર થાય એવો યોગપ્રકાશ છે

ફાગણમા શરીરસ્વાસ્થ્ય મચવાય નહિ સામાજિક કાર્યોમા સકટ આવે સાસારિક કામકાજમા દુ ખ ભોગવવુ પડે. વ્યાવહારિક સમસ્યાઓમા વિપત્તિ વેઠાય, વડિલોને વાકે ઇન્સાફની અદાલતમા મુકદ્દમાનો ફેસલો ગેરલાભમા આવે, સતાનોના વાકે સગાવ્હાલાની ઈતરાજી વહોરવી પડે અને સપત્તિ માટે કુટુબકલેશ કરતા મહેનતના મુકાબલે ફાયદો થાય નહિ એવો રાશિપ્રભાવ છે

ચૈત્રમા ઘરના માણુસો અને બહારના મનુષ્યોનો વિરોધાભાસ સહેવો પડે અદાલતથી આપત્તિ આવે વ્યવહાગ્કિ વિટબણાઓ હૃદય વલોવી નાખે તેમજ નાણાની નાગચૂડમા ભીંસાઇને ભૂકો થવુ પડે એવો ગ્રહપ્રતાપ છે

વૈશાખમા કકાસ ઉદ્વેગ થાય, વેપાર ઉધો વળે, આપ્તજનોમા અસન્તોષ, આન્તરકલહ અને આપત્તિની અશાતિ આખે ચઢે, પૂરતી કાળજી રાખવા છતા પણ તબિયત બગડે, માનમર્તબો સાચવતા ઓચીએ આખો આવે. વિપત્તિ વેઠવી પડે સપૂર્ણ સાવધાનીથી ધન્ધો ખેડવા છતા પણ નાણાનું

નુકસાન જ જાય અને સાચે માર્ગે ચાલવા છતાં પણ થપ્પડ પડવાનો યોગ આવે એવો કર્મસંજોગ છે.

**જેઠમાં** આપ્તજનો અને અંગત સંબંધીઓ સીધે રસ્તે જતાં પણ સામનો સહેવો પડે. પ્રત્યેક કાર્યમાં વિઘ્ન આવે. માર્ગ રૂંધાય. પત્નીપરિવાર કુટુંબી ઈષ્ટમિત્રોનાં ઘુંચાઈ ગયેલાં કોકડાંનો ઉકેલ આણવાની ફિકર દૃષ્ટિ સમિપ ખડી થાય. દિલ ડામાડોળ બને. મગજ ચક્રાવે ચઢે. પોતાની અક્કલહુશિયારીમાંથી ઈતબાર ઉઠી જાય અને તનબદનની તનદુરસ્તી પણ હણાય એવું ભાવિનિર્માણ છે.

**અષાડ** માસમાં શ્રમની સરખામણીમાં શ્રીની સિદ્ધિ થાય નહિ. આપ્તજનોમાં વિતંડાવાદ જાગે અને અરિની આપત્તિ આવે એવું પ્રારબ્ધનું પ્રાબલ્ય છે.

**શ્રાવણ** માસમાં શરીરશક્તિ સચવાય. પરાક્રમના અવળા પડેલા પાસા છતા કરવાનું બુદ્ધિસામર્થ્ય સૂઝે. હિમ્મત બહાદુર બનાય. જીવનવ્યવસાયમાં દ્રવ્યભીડ ઓછી થઈ ફાયદો મ્હોટા પ્રમાણમાં થાય. ધારણાઓ ફળે. ઈજ્જત અને પ્રતિષ્ઠા સચવાય. સરકારી સપેતરૂ સતાવે પણ તેથી ધનનો ધ્રાસ્કો પડે નહિ. ક્રયવિક્રયમાં અંતરની રૂખો કામ આપે. સહધર્મચારિણી શરીરે સુખી સંતોષી રહે. માનનીય મિત્રો મદદ કરે. સદગુણી સ્નેહીઓ સહકાર આપે. કલદારનો કકળાટ કમતી થાય. આનન્દમંગલના અવસરો આવે. વિવિધ કોટિના જૂઠા સાચા ચિત્રવિચિત્ર પ્રસંગો ઉભા થાય. પ્રત્યેક પ્રકારે સારો ફાયદો ઉઠાવાય. સ્વલ્પ શ્રમે વિશેષ કાર્ય સધાય. યુક્તિ પ્રયુક્તિનો બુદ્ધિપૂર્વક યોગ્ય ઉપયોગ કરવો પડે. આપ્તજનો

સહાનુભૂતિ દર્શાવે અને મોટે ભાગેની મનની મહત્વાકાક્ષાઓ ફલદાયક નિવડે એવુ જ્યોતિપશાસ્ત્ર જણાવે છે.

ભાદરવામાં જીવનનિર્વાહના સાધન સ્વરૂપ વ્યવસાયમાં શુભ પરિણામ આવે ઉમગઉછરગમા વૃદ્ધિ થાય સ્વકમાણીથી સ્વસુખની વસ્તુઓ વસાવી શકાય રાજકીય કાર્યોમા અગ્રેસરપદ પ્રાપ્ત થાય ઉરની અભિલાષાઓ વધવા પામે અને હૃદયની ભાવનાઓ સફળ બને એવુ ગણિતવિદ્યા ગણાવે છે

આસો માસમા વચલે રસ્તે પ્રત્યેક સસારવ્યવહારના કામકાજો મહાપરિશ્રમે કરી શકાય અને જિન્દગીની જરૂરિયાતો લોહીનુ પાણી કરી નાખીને મેળવી શકાય એવી ભવિષ્યની આગાહી છે

*

કન્યા રાશિનાં સ્ત્રીપુરૂષોને કારતકમા રાજકીય કામ-કાજમા યશકીર્તિ મળે ધધામા ધનપ્રાપ્તિ થાય અને વડીલ મુરબ્બીથી સુખશાતિ સપાદન થાય એવુ ભાગ્યચક્ર ભાખે છે

માગશરમા સામાન્ય રીતનો જીવનનિર્વાહ ચાલે, લાભહાનિ મધ્યમ કોટિના હોય અને સારામાઠા પ્રસગોએ આવકજાવક સમાન રહે એમ ભવિષ્યવાણી કહે છે

પોષમા ઈન્સાફની અદાલતમા યશ મળે, વ્યાપારધધામા લક્ષ્મીની લીલાલહેર થાય ગૃહમદિરમા સુલેહસપ સચવાય. મોભ્ભોદરજ્જો વધે અને માગલિક કાર્યો કરી શકાય એમ મહાદશા દર્શાવે છે

**મહા**માં પીંડ પાકા પંડોળા જેવો બની જાય. કમળાકમળીની આંખોમાં અસર ભાસે. વ્યવહારિક કાર્યોમાં વિઘ્નો નડે. વેપારધંધા મધ્યસરનાં ચાલે અને નફોનુકસાન સમધારણ રહે. એવું દિનદશા જણાવે છે.

**ફાગણ**માં વણજવ્યાપારમાં કેટલેક અંશે સફળતા મળે, કેટલાક પ્રમાણમાં કલદારની કમાણી થાય, કિંચિત કીર્તિ પણ મળે અને થોડોક વિજય પણ મેળવાય અને ફાયદાગેરફાયદાનાં ત્રાજવાનાં પલ્લાંની દાંડી સમાન રહે એવું અંતરદશા સૂણાવે છે.

**ચૈત્ર**માં રૂપિયાની છનાછન થાય, જીવનવ્યવસાયમાં અવનવી દિશાઓ દેખાય. દુશ્મનોનું કાસળ જાય. હિતેચ્છુઓથી હિંમત મળે અને સર્વ પ્રકારે સુખની પ્રાપ્તિ થાય એવો યોગાનુયોગ છે.

**વૈશાખ**માં સારામાઠા પ્રસંગો આવે, શાંતિઅશાંતિ ભોગવાય. નફોનુકસાન થાય અને કમાણીના પ્રમાણમાં ગુમાવવાનું વિશેષ થવાથી બુદ્ધિ બુઠ્ઠી થઈ જાય એવા સ્થિતિસંજોગ છે.

**જેઠ**માં ચાલતો વ્યાપારવ્યવહાર અને જીવનવ્યવસાય મહામુશીબતે નિભાવી શકાય. શાંત પ્રકૃતિ રાખવી, ધીરજ ધરવી, ઉતાવળિયા બનવું નહિ, નહિ તો સાહસકર્મ કરવાથી હર્ષનો નાશ થાય અને નાણાંભીડની નાગચૂડમાં ફસતાં ઈજ્જતઆબરૂની રેવડી દાણાદાણ બને એવો ગ્રહસંભવ છે.

**અખાડ**માં વસુની વિટંબણા રહે. કાયાને કષ્ટ વેઠવું પડે. આશા નિરાશામાં પલટાય. મુશીબત વેઠવા છતાં પણ નિર્વાહસાધનનાં સાંસાં પડે.

શ્રાવણમાં વ્યાપારધધામા વિપરિત વખત આવે. દઢ મનથી રહી શકાય નહિ. મો પાસે આવેલા કોળિયા ચાલી જાય અને દ્રવ્યની હાનિ થાય એવો રાશિચક્રનો રણકાર છે

ભાદરવામા સામાન્ય સુખ મળે નફોનુકસાન વેઠવુ પડે પરિશ્રમ પ્રમાણે ફલસિદ્ધિ થાય શરીર સારૂ ન રહે નાણાની છનાછન કરવાના શેખચલ્લી વિચારોમા જ દિવસરાત પસાર થઈ જાય

આસોમા વચલા ગાળાની વાતોમા દિવસ ગુજરાય, જીવન અકારૂ બને, જિંદગી કંટાળાભરેલી ભાસે અને પાર વિનાની વિટંબણાઓ વેઠીને પરાણે વ્યવહારિક વ્યવસાય નભાવી શકાય

☆

તુલા રાશિનાં મરદઓરતોને કારતકમા ટંટાફિસાદ થાય, ઉગ્ર ઉદ્વેગમા રહે, સુલેહસંપના ભંગથી જીગર જખમાય, દ્રવ્યના દુરુપયોગથી કલેજુ કપાઈ જાય, અને નોકરીચાકરી માટે ઉછીના કે વ્યાજુકા નાણા મેળવી પરગામ જવુ પડે એવી ભાગ્યલેખાની ભાગ્યરેખા છે.

માગશરમા તનબદન તંદુરસ્ત રહે નહિ પ્રત્યેક કાર્યમા અપયશ મળે વણજવ્યાપારમા આડખીલી આવે ગૃહરાણી તરફથી ગભરામણ થાય અને કુટુંબીજનો કરડાકીથી વર્તે એવા લલાટના લેખ છે .

પોષમા કાયા કંચનવર્ણી રહે નહિ વણજવ્યાપારમાં ગુમાવવાનુ વધારે અને કમાવાનુ ઓછુ રહે બજારની આદને

ધોકો પહોંચવાનો ભય ભાસતાં જીવન નિરસ લાગે એવી કિસ્મતની કરામત છે.

**માહ**માં સાંસારિક સંકડામણો વેઠવાનું બને. આર્થિક ઉપાધીઓ હૃદયને હચમચાવી મૂકે.

**ફાગણ**માં દેહ દેદિપ્યમાન રહે નહિ, નિર્વિઘ્ને વ્યવહાર ચલાવી શકાય નહિ, અંગત સંબંધીઓ સતાવે, નાણાં અને સમયની બરબાદીના પ્રમાણમાં ફાયદો મેળવી શકાય નહિ અને ધારેલાં કામોમાં નાસીપાસ થવું પડે.

**ચૈત્ર**માં સઘળું જ સામાન્ય કક્ષાનું રહે. મધ્યમસર ધોરણે ગુજરાન કરી શકાય અને જીવનની જરૂરિયાત મહામહેનતે પૂરી પાડી શકાય.

**વૈશાખ**માં મહામહેનતે સંસારવ્યવહાર સુખદુઃખ મિશ્રિત દિવસરાત્રિ ગળાવનારો ચાલ્યા કરે અને ત્રિવિધ ઉપાધિ સહન કરીને મહા કષ્ટે ઈજ્જતઆબરૂ જાળવી શકાય એવી ઈશ્વરની ઈચ્છા છે.

**જેઠ** માસમાં સુખેદુઃખે દિવસો વિતાવવા પડે, સંસાર-વ્યવહારની અટપટી આંટીઘુંટીમાં અટવાઈ જવાય. નોકરીચાકરી માલ વગરની બની જાય, વેપારધંધો આરિયાં થઈ જાય અને અજારૂ આંટ તથા વ્યવહારૂ રીતરિવાજ તેમજ ઘરની આબરૂ સાચવતાં નવ નેજાં થાય.

**અષાડ**માં દિવસરાત દુઃખદાયક નિવડે, વ્યવહારૂ વિપત્તિ વેઠવી પડે, આર્થિક અમૂંઝણ મગજને અસ્વસ્થ બનાવે. સાંસારિક સંકડામણો મનને મૂંઝવી નાખે.

શ્રાવણ માસમા નાણાભીડ અસહ્ય ભાસે ધંધારોજગારમા ગાડના ગોપીચંદન કરવાનો વિષમ વખત આવે. હૃદય નાહિંમત બની જાય વ્યાપારવ્યવસાયમાં કેટલીક આર્થિક હાનિ પણ પહોચે આ આફતના બડલ જેવા મહિનામાં કોઈ પણ જોખમના કામકાજમા પડવુ નહિ નહિ તો અવિચારી સાહસ કરવાથી ભારે ભોગવવુ પડે એવો ગ્રહપ્રતાપ છે

ભાદરવામા ભય, ત્રાસ, દુ ખ અને ચિંતામા દિવસો વીતે, ધર્મીને ઘેર ધાડ પડે, તકલીફના પ્રમાણમા તકદીર ખૂલે નહિ અને જીવનનિર્વાહનો માર્ગ અંધકારમય ભાસે એવો રાશિપ્રભાવ છે

આસોમા ઉરની આશા ઉરમા જ સમાય મનના મનોરથ મનમા જ રહી જાય બહુ જ ઝીણવટથી વર્તવાથી સંસાર-વ્યવસાય મહામહેનતે નભે અને અતિશય કંજૂસાઈથી ઘરખર્ચ ચલાવવાથી પગાણે ઈજ્જતઆબરૂ ટકે એવો યોગપ્રકાશ છે

★

વૃશ્ચિક રાશિવાળાને કારતકમા રાજદરબારી કામકાજમાં જશ મળે, ધંધામા લાભ થાય. અને વડિલો તરફથી સુખશાંતિ ભોગવાય એવુ ભાવિપ્રાબલ્ય છે

માગશરમા શરીરસ્વાસ્થ્ય સચવાય નહિ, કામકાજમાં ધારેલી ધારણા ધૂળ મળે, વેપારધંધામા નાણાંભીડ જોઈતો લાભ લેવા દે નહિ, બાલગોપાલ સુખીસંતોષી ના રહે એવું ભવિષ્યનિર્માણ છે.

**પોષ**માં વેપારધંધામાં નોટોનાં બંડલ બંધાય. સંસારમાં સુલેહસંપ સચવાય. ઇજતઆંટ ચાલુ રહે એવું ગ્રહરાશિફળ છે.

**માહ**માં હૃદયનું જોશજોમ જળવાયું હોય નહિ, વણજ-વ્યાપાર ચોફાળ ઓરાડનારો નીવડે, સંસારવ્યવહાર આંખના પાટા જેવો અળખામણો ભાસે, જીવનવ્યવસાય અમાસના ચંદ્રમા જેવો અકારો લાગે અને સર્વે રીતે સામાન્ય રીતનો મહિનો પસાર થાય.

**ફાગણ**માં વણજવ્યાપારમાં કેટલોક નફો મળે, સંસાર-વ્યવહારમાં શુભાશુભ સુખદુઃખ તથા લાભહાનિના પ્રસંગો આવ્યા કરે તેમજ કમાણી અને ખર્ચ સમાન ધોરણે રહે.

**ચૈત્ર**માં સંસારવ્યવહાર, વણજવ્યાપાર અને જીવનવ્યવ-સાયમાં મધ્યમપણે રાત્રિદિવસ પસાર થાય અને હર્ષશોક, આવકજાવક તથા લાભગેરલાભ એમ સમધારણ સ્થિતિસંજોગો રહે એવું મહાદશા દર્શાવે છે.

**વૈશાખ**માં કમાણીગુમાણી, અને સંતોષઅસંતોષમાં દિનરાત વીતે એવું દિનદશા જણાવે છે.

**જેઠ**માં જીવનવ્યવહાર સામાન્ય દુઃખ વેઠવાથી નભી રહે. આ રાશિવાળાએ ઇન્દ્રવર્ણ સરખા પણ અંદરથી ઝેર ભરેલા લલચાવી ફસાવી મારનારા મહિનામાં નવીન સાહસથી સો કદમ દૂર રહેવું, નહિ તો પાછળથી વિષમ પરિસ્થિતિમાં મૂકાઈ જવું પડે એમ અંતરદશા સૂણાવે છે.

**અખાડ**માં હેરાનગતી અને કષ્ટ સહેવાં પડે. કામકાજમાં પરાજય મળે. હિતેચ્છુઓમાં અળખામણા બનાય અને રાજદ્વારી

ખટલાઓમા વખતની, નાણા તથા ઈજતની બરબાદી થઈ જાય એવો યોગાનુયોગ છે.

શ્રાવણમા કામ નહિ ને કામનુ નામ નહિ જેવુ બને, ભાજગડિયાનાં છોકરા ભૂખે મરે જેવુ થાય અને બેકારની જમાતમા નામ નોધાવવા જેવો વખત આવે

ભાદરવામા હાથના કર્યા હૈયે વાગે, કર્યા કર્મનો બદલો મળે અને પ્રભુએ આપેલી લક્ષ્મી સાચવી નહિ શકવાની બેવકુફી ઉપર અફસોસ થાય

આસોમા નોકરીચાકરીમા કદર થાય, રોજિંદી આમદાની સિવાય અન્ય ફાયદા પણ થયા કરે કામકાજ સરળતાથી પાર પડે અને સુખસપતિ તથા શ્રીસિદ્ધિ અર્થે ગામપરગામ પ્રયાણ પણ કરવુ પડે એવી ગ્રહમડળની ગર્જના છે

*

**ધન રાશિનાં** મનુષ્યોને **કારતક**મા ઘરબારના ખટલામાં અદાલતના પગથિયા ઘસી નાખવા પડે ઘરના માણસો અશાંતિમય જીવન જીવે. વિવાહની વરસી ઉજવનારો મહિનો થઈ પડે એવો રાશિચક્રનો રણકાર છે

**માગશર**મા સસારવ્યવહાર, વ્યાપારરોજગાર અને જીવનવ્યવસાય સર્વ સમધારણ સ્થિતિસજોગોમા જબરજસ્તીથી મન મનાવવા જેવો તથા લપડાકે મો રાતુ રાખવા સરખો વખત આવે એવી ગ્રહકુડળીની ઘોષણા છે

**પોષ**મા વ્યાપારધધામા કઈક ફાયદો મળે, સસારવ્યવહારમા કઈક ફાવટ આવે અને જીવનવ્યવસાયના શુભાશુભ

નફાનુકસાનના પ્રસંગો તથા આવકજાવક સમાન રહેવા પામે એમ રાશિકુંડળી ચેતવણીનું રણશિંગડું ફુંકે છે.

**માહ**માં નોકરીધંધો, ઘરસંસાર, જ્ઞાતિજાતિ અને સમાજમાં લાજઆબરૂ મહાસુશીખતે જળવાઈ રહે. કમાણી અને ખર્ચ તથા વ્યવહારવ્યવસાયમાં યશપરાજય સર્વ વિષયોમાં સમધારણ રહેવા પામે એવો ગ્રહરાશિ સાવચેતીનો શંખનાદ સંભળાવે છે.

**ફાગણ**માં પીંડપ્રકૃતિ સંતોષકારક રહે નહિ, વ્યાપારમાં વિટંબણા વેઠવી પડે, આપ્તજનો અસન્તોષી બને, રાજદરબારથી પરાજય પમાય અને દુઃખ વેઠવાના પ્રમાણમાં સુખ મળે નહિ એવાં વિધાત્રીનાં વિધાન છે.

**ચૈત્ર**માં અર્થસિદ્ધિ થાય, વ્યાપારવ્યવસાયમાં કલદારની કમાણીનાં અવનવાં દ્વારો ખૂલે. સર્વ પ્રકારનું સુખ મળે. વેરીઓનો વિનાશ થાય. ઉન્નતિના શિખરે પહોંચાય.

**વૈશાખ**માં આવકજાવક, આનંદઆક્રંદ, નફોનુકસાન અને સ્નેહવેર તથા સત્કારધુત્કારનાં પાસાં તમામ પ્રકારે સરખાં રહે; તેમજ કેટલીક વખત નાણાંબજારની ઈજ્જતઆંટ તથા ઘરસંસારની લાજઆબરૂ સાચવવાને કલદારની કમાણી કરતાં પણ વધારે વસુનો વ્યય કરવો પડે એવી ભાગ્યલેખાની ભાગ્યરેખા છે.

**જેઠ**માં આપ્તજનો દુશ્મનની ગરજ સારે, નિત્યનિયમના જીવનવ્યવસાયનાં કામકાજોમાં પણ આડખીલીઓ ઉભી કરે, વેપારધંધામાં નફોનુકસાન સમધારણ રહે. ચિત્ત ચગડોળે ચઢે

અને મતિ મારી જાય તેમજ દુનિયાદારીમાં રહી શકાય નહિ એવા લલાટના લેખ છે.

અખાડમા કાયા કંચનવર્ણી બને, વણજવ્યાપારમાં વિજયવંત થવાય, રાજદરબારમાં માનમરતબો જળવાય, હરીફોનો હ્રાસ થાય અને કુટુંબકબિલાથી કલ્લોલ કરાય એવી કિસ્મતની કરામત છે.

શ્રાવણમા ઈજ્જતઆબરૂ બચી શકે નહિ, સંસારવ્યવહાર નભી શકે નહિ વણજવ્યાપાર ચાલી શકે નહિ, પરાક્રમના પાસા ઉંધા પડે અને ઉરની અનેરી આશાઅભિલાષાઓ ઘોર નિરાશામા પલટાઈ જાય એવી તકદીરની તાસીર છે

ભાદરવામા આવકજાવક, શુભાશુભ પ્રસંગો, આનંદઆક્રંદ અને કમાણીગુમાણી સર્વ બાબતોમા વચલે ચીલે ગાડી આગળ ચાલે એવા નસીબના નખરા છે

આસોમા વચલે રસ્તે પ્રત્યેક જીવનવ્યવસાય મહામુશીબતે નભી શકે એવો ભાવિનો વરતારો છે

*

મકરરાશિના માણસોને કારતકમા માગતાલેણાના મુકદ્દમા, ઘરજમીનના ઝગડા, ખેતીવાડીના ખટલા અને કમાણીગુમાણીના સહિયારીભાગીદારીના કેસદાવા માટે કોર્ટકચેરીના પગથિયા ઘસવા પડે અર્ધાંગના તરફથી ઉદ્વેગ ઉભો થાય અને બાલગોપાળ તથા ભાઈભાંડુ આદિ અંગત આપ્તજનવર્ગ તરફથી ઉત્પાત ઉભો થતા અંતરકલહના ભોગ બનવુ પડે એવી મુકદરની મહોકાણ છે

**માગશર**માં તંદુરસ્તી ત્રાસ આપે, કામકાજમાં પાછા પડવું પડે. લાજશરમને નુકસાન થાય, નોકરીવેપારમાં કલદારનું કોકડું ગુંચવાઈ જાય અને બાલગોપાળ અમોદપ્રમોદમાં ના રહે, તેમજ શ્રીમતિ રીસાઇ જાય–અબોલડા લે તેથી ગૃહમંદિરમાં સૂમસામ ભાસે એવું જ્યોતિષશાસ્ત્ર જણાવે છે.

**પોષ**માં નોકરીવ્યવસાયમાં કેટલાક પ્રમાણમાં કલદારની કમાણી થાય, ચાલુ કામકાજમાં કેટલેક દરજ્જે યશપ્રાપ્તિ થાય, પત્નીપરિવારના રીસામણાંમનામણાં માયાજાળમાં મૂંઝવી મારે. લેણદેણના પ્રસંગોમાં આવકજાવકનાં બંને ત્રાજવાં સમાન રહેવા પામે એવું ગણિતવિદ્યા ગણાવે છે.

**મહા**માં વ્યય જેટલી પ્રાપ્તિ વેપારધંધામાં થાય, જીવન-નિર્વાહના વ્યવહારમાં સુરબ્બી, માલિક, શેઠશાહુકાર કે માનનીય ઉપરની કૃપાદૃષ્ટિ રહેવા પામે. સત્તાઅધિકાર વધવા પામે. જોખમભરેલું કામકાજ કરી બતાવતાં અમલદારની મહેરબાની મેળવવામાં વિજયવંત થવાય. સુલેહશાંતિ સચવાય. દેહ દેદિપ્યમાન બને. પત્નીપરીવારથી વિશેષ કાળજી રાખવા જેવું રહે નહિ પરંતુ સ્નેહીસંબંધીના અસંતોષના ભોગ બનવું પડે એવું પ્રારબ્ધનું પ્રાબલ્ય છે.

**ફાગણ**માં થોડા દિવસો શુભ, થોડાક દિવસો અશુભ, થોડીક રાત્રિઓ આનંદ કરવાની, થોડીક રાત્રિઓ આક્રંદ કરાવનારી, થોડાક પ્રસંગો આવકના તેમ, થોડાક પ્રસંગો જાવકના એમ આખોયે મહિનો સમાન સુખદુઃખ તથા સમધારણ શાંતિ અશાંતિમાં પસાર થાય એવું ભાવિનિર્માણ છે.

ચૈત્રમાં સ્વજનો સતાપે, આપ્તજનો અકળાવે, રાજદરબારથી ભયભીતિ ભાસે, વ્યાવહારિક વસ્તુઓમા વિપત્તિ વેઠવી પડે અને તિજોરીના તળિયા સાફ થઈ ગયેલા હોવાથી દ્રવ્ય-ભીડનો દૈત્ય દુઃખ દે એવો કર્મસજોગ છે

વૈશાખમા કકાસઉત્પાત જાગે, વ્યાપારની ખોટમાં ખિસ્સાંપાકીટ ખલાસ થઈ જાય, સ્નેહીસબધી સતાપે, સપૂર્ણ સાવધાની રાખવા છતા પણ સોનાનુ શરીર પિત્તળનુ બને, ઘરની લાજ જવાનો ડર લાગે દીર્ઘ દૃષ્ટિથી કરવા છતા પણ ધધાધાપામા ધનનો ધકકો લાગે અને સાચે માર્ગે પ્રયાણ કરતા પણ વિના અપરાધે થપ્પડ ખાઈ લેવા અનિષ્ઠ યોગ આવે એવી ઈશ્વરની ઈચ્છા છે

જેઠમા સસારવ્યવહાર, જીવનવ્યવસાય અને ધધાવ્યવસાય તનતોડ મહેનતે નભાવી શકાય અને વ્યાપારની ખોટમા કલદારની કોથળીઓ ખાલી થઈ ગયેલી હોવાથી હાથ સખ્ત નાણા ભીડમા રહે એવો કુદરતનો કોપ છે

અખાડમા સુશોભિત શરીર બને, વેપારવ્યવસાયમા વસુની વૃદ્ધિ થાય, રાજકચેરીમા લેણી લક્ષ્મીનુ ખર્ચ સાથે હુકમનામું થાય, પ્રતિસ્પર્ધીઓ પોક મૂકીને રૂએ, ઉર્મિઉલ્લાસ જાગે, સેવાભક્તિના કાર્યો કરી શકાય અને સત્કારસન્માનના સમારભમા મોટેરાના મડળમા માનમરતબો મળે એવો પૂર્વજન્મનો પુણ્ય યોગ છે

શ્રાવણમા દિવસો દોહ્યલા દેખાય, પૈસાની પ્રાપ્તિ વિનાની બેકાર સ્થિતિ ભોગવવી પડે અને વસુ વિનાનો નર પશુ જેવી કફોડી પરિસ્થિતિ થાય એવો ભૂતજન્મનો પાપયોગ છે

**ભાદરવા**માં શરીરના આરોગ્યમાં બગાડ થાય, નફામાં નુકસાનનાં ચિન્હો પલટાય, મધ્યમ કોટિનું જીવન જીવવું પડે, લક્ષ્મીદેવી રીસાઈ ગયેલાં હોવાથી રોજિન્દા ખર્ચ ખૂટણ માટે ચિંતાનું વાતાવરણ જામે, પત્નીપરિવાર સુખીદુઃખી દેખાય અને કુટુંબકબિલો લાભહાનિના ચક્રમાં પીસાતો પેખાય એવા ગ્રહપ્રતાપ છે.

**આસો**માં વેપારધંધામાં જામી જવાય, ચાલુ વ્યવસાય ઉપરાંત કલદારની કમાણી કરવાનાં નવાં બારાં ઉભાં થાય. બુદ્ધિશક્તિ વિનયશીલ બને, કઠણ કાર્યો પણ સરલતાથી પાર પાડી શકાય, સજ્જનોની સોબત થાય, ઈશ્વરી શક્તિનો પરચો મળે અને શ્રદ્ધાભક્તિ વૃદ્ધિ પામે એવો ભાવિપ્રભાવ છે.

★

**કુંભ રાશિની** વ્યક્તિઓને **કારતક**માં કોર્ટકચેરીના કામમાં લાભ મળે, ધંધારોજગારમાં ધનની વૃદ્ધિ થાય, ઘરસંસારમાં સુખશાંતિ અનુભવાય, દુનિયાદારીમાં કીર્તિપ્રતિષ્ઠાની પ્રાપ્તિ કરાવનારાં પારમાર્થિક જનસેવાનાં તથા જીવદયાનાં માંગલિક કાર્યો કરી શકાય એવો યોગપ્રકાશ છે.

**માગશર**માં રોગપીડાના ભોગ થવાય, પુરુષાર્થના પાસા અવળા પડે, ઈજ્જતની રેવડી થાય, મર્તબાની મિટ્ટી પલીત બને, વેપારમાં લાલબાઈ લાગે અને પત્નીપરિવારના પીડાપ્રલાપથી મન મૂંઝાઈ જાય એવું ભાવિપ્રાબલ્ય છે.

**પોષ**માં નોકરીધંધામાં પ્રગતિ થાય, સામાજિક કાર્યોમાં ચડતી અને સ્વદેશસેવાનાં કામકાજમાં આગેકૂચ કરી શકાય,

ધાર્મિક ઉત્સવો, માંગલિક મહોત્સવો અને સાભારસત્કારના સન્માનસમારંભોમા ઉત્સાહભેર ભાગ લઈ શકાય. આશા ફળે, આદર્શ ઉંચા રહે અને ભાવના સિદ્ધ થાય એવું ભવિષ્યનિર્માણ છે

માહમા વ્યયના પ્રમાણમા કલદારની કમાણી કરી શકાય, નોકરીચાકરીમા માલિકની મહેરબાની મળે, અધિકારસત્તા વધે. પરિશ્રમના કાર્યો સરલતાથી પાર પડે કાયા કાચનવર્ણી બને, મગજશક્તિ પ્રભાવશાલી થાય, સ્ત્રીબાલગોપાલ સુખશાતિમા રહે અને આપ્તજનો, સ્વજન વર્ગ તથા મોટેરાના મડળ તરફથી સતામણી તેમજ ધૈર્યપરીક્ષા થાય એવુ ગ્રહરાશિ ફલ છે

ફાગણમા સસારવ્યવહારમા યશ મળે, વણજવ્યાપારમાં લાભ થાય, દુનિયાદારીના કાર્યોમા કીર્તિ મળે, સમાજસેવાના કામકાજમા પ્રતિષ્ઠા વધે અને રાજદ્વારી માનમર્તબો વધે એવુ ભાગ્યચક્ર ભાખે છે

ચૈત્રમા સર્વ પ્રકારે મધ્યમ કોટિએ સર્વ કામકાજો થઈ શકે, આવકજાવક સમધારણ રહે, વ્યવહારિક કાર્યો અને સામાજિક કામકાજો સામાન્ય રીતના બને, કાળજી અને ખતપૂર્વક વર્તવાથી ઘરની લાજ સચવાય તેમજ શાતિભરી સમજાવટથી સ્ત્રીસતાન સુખીસતોષી રહેવા પામે એમ ભવિષ્યવાણી કહે છે.

વૈશાખમા આશાઓ ઉચી રાખવામા સુખદુખ સહેવા પડે, ભાવનાઓ ભવ્ય રાખવામા લાભહાનિ થાય, આદર્શો ઉજ્જવળ રાખવામા કમાણી કરતા વ્યય વિશેષ કરવો પડે અને

સંસારવ્યવહારમાં કીર્તિપ્રતિષ્ઠા સાચવવા જતાં માનસિક વિપત્તિ વેઠવી પડે એવી મહાદશા છે.

**જેઠ**માં વ્યાવહારિક કાર્ય સામાન્ય રીતથી થાય; વ્યવહારિક કામકાજ મધ્યમકોટિથી થઈ શકે અને ચાલુ જીવનવ્યવસાય સાધારણ પદ્ધતિએ નડતરો વેઠી લેવાથી નભી શકે એવું દીનદશા જણાવે છે.

**અખાડ**માં સુખસમૃદ્ધિ મળે. શરીરસંપતિ સચવાય, પરાક્રમ પ્રતાપશાલી બને, વ્યાપારધંધામાં વિજય મળે, રાજદરબારમાં યશ પ્રાપ્ત થાય, દુશ્મનો દુરાગ્રહ ત્યાગે, ગૃહમંદિરમાં સ્વજનો આનંદકલ્લોલ કરે અને કુટુંબકબિલાનાં આપ્તજનો આમોદપ્રમોદમાં રહે એવું અંતરદશા સૂણાવે છે.

**શ્રાવણ**માં અંગનું આરોગ્ય અવિચ્છિન્ન રહે, ગુમાવી દીધેલી વસ્તુની પુનઃ પ્રાપ્તિ થાય, સન્તોષી વૃત્તિ રહે, નોકરી ધંધામાં માલપાણીથી ખિસ્સાંપાકીટ ભરાય અને યશકીર્તિ મળે. લાંબા વખતની ફિકરચિંતા દૂર થાય. ઈજતપ્રતિષ્ઠા વૃદ્ધિ પામે. રાજદ્વારી રગડામણ ઉભી થાય, પણ તેથી આબરૂને આંચ આવે નહિ. લેણદણમાં મનની મુરાદો બર આવે. સન્મિત્રોના સહકારથી સ્નેહસંબંધીમાં સત્કાર થાય. વસુની ભીડ ભાંગે. આનંદોત્સવ ઉજવાય. વિવિધ રીતના ચિત્રવિચિત્ર અવસરો આવે, સર્વ વાતે ફાયદો મળે, અલ્પ પરિશ્રમે મહાન કાર્ય સફલતાથી કરી શકાય. બુદ્ધિશક્તિ અને યુક્તિપ્રયુક્તિથી આગળ વધાય અને અંતરની અભિલાષાઓ ફલિભૂત બને એવો યોગાનુયોગ છે.

**ભાદરવા**માં સુખસંપત્તિ, લાભસમૃદ્ધિ, શાંતિપ્રાપ્તિ,

પુરૂષાર્થ–પ્રાબલ્ય, સસારગૌરવ, કુટુંબસૌષ્ઠવ અને પ્રતિષ્ઠાગૌરવ સમધારણ રીતે સપાદન કરી શકાય એવા સ્થિતિસજોગ છે

આસોમા નોકરીચાકરીમા કદર થાય, વણજવ્યાપારમા નાણાનો તડાકો પડે, જાવક કરતા આવક પુષ્કળ પ્રમાણમા આવ્યા જ કરે, મસ્યતા સપાદન કરી શકાય. વિનયી વર્તન રહે, વૃત્તિમા નમ્રતા આવે, પ્રકૃતિ વિવેકી થાય, સ્વભાવ મિલનસાર માયાળુ બને, જીભમા મીઠાશ રહે, વચન પ્રમાણે વર્તન થાય, કાર્યસિદ્ધિ કરી શકાય, સજ્જનોનો સહવાસ વૃદ્ધિ પામે, પ્રયત્ન પુરૂષાર્થી બને અને પ્રવાસ પરાક્રમશાલી થાય એવો ગ્રહસભવ છે

☆

**મીન રાશિની** વ્યક્તિઓએ કારતકમા કોર્ટકચેરીનાં લફ્ગ, સસારવ્યવહારના સપેતરા, ઈજ્જતઆબરૂની વિટબણા અને વણજવ્યાપારની ચાળવણીમા સુખદુ ખ, લાભઅલાભ અને શાતિઅશાતિમા મહિનો વિતાવવો પડે એવી ગ્રહમંડળની ગર્જના છે

આગશરમા મોજમજાહ ભોગવી શકાય નહિ, એશઆરામ કરી શકાય નહિ, અમનચમન ઉડાવી શકાય નહિ, આનદ કલ્લોલમા રહી શકાય નહિ, સુખસાહ્યબી માણી શકાય નહિ અને ઈજ્જતઆબરૂ સાધવી શકાય નહિ, એવો રાશિચક્રનો રણકાર છે

પોષમા કાયા કચનવર્ણી રહે નહિ, દુનિયાદારીના કામો થાય નહિ, નોકરીધધો નિર્વિઘ્ને ચાલે નહિ, કામના પ્રમાણમા

અને મહેનતની સરખામણીમાં પૂરતો ફાયદો મળે નહિ એમ ગ્રહકુંડલી ઘોષણા સંભળાવે છે.

**માહ**માં ધારેલાં કામ ધૂળમાં મળે, સંસારવ્યવહારનાં કામકાજોમાં અપયશ મળે, તનબદન તાકાત તાજગીવાન રહે નહિ, જાહોજલાલી સચવાય નહિ અને આબાદી બરબાદીમાં પલટાઈ જવાનો ભય જાગે એમ રાશિકુંડળી ચેતવણીનું રણશિંગડું ફુંકે છે.

**ફાગણ**માં દેહ દેદિપ્યમાન રહે નહિ, આર્થિક સ્વાધીનતા જોખમાવાનો ડર લાગે, વ્યવહારિક વિપત્તિઓનો ભય ભાસે, પોતાનાં પરાયાં બને, રાજદરબારમાં ધાર્યા કરતાં ઉંધું પરિણામ આવે અને મહેનત, સમય અને નાણાંના ભોગના પ્રમાણમાં યશલાભનો ઉપભોગ કરી શકાય નહિ એવો ગ્રહરાશિ શંખનાદ સંભળાવે છે.

**ચૈત્ર**માં લક્ષ્મીનો લાભ લેવાય, વેપારધંધામાં કલદારની કમાણી કરાય, ફિકરચિંતા મટી જાય, સ્નેહીસંબંધીથી સુખસંપાદન થાય, દુશ્મનો દફે થાય, હરીફોના હાથ હેઠા પડે અને ભાગ્યોદયનાં મંગલ ચોઘડિયાં વાગે એવાં વિધાત્રીનાં વિધાન છે.

**વૈશાખ**માં કંજિયોકંકાસ થાય, ઉત્પાત જાગે, વેપારધંધામાં મોરારજી ગોકળદાસની ચાદર ઓઢવી પડે, મિત્રમંડળમાં કુસંપ થાય, ટંટોફિસાદ જાગે, કષ્ટ ભોગવવું પડે, શરીરસ્વાસ્થ્ય સચવાય નહિ, સ્ત્રીના સિનેમાશોખમાં પૈસાનું પાણી થાય, સંતતિના નાટકપ્રેમમાં નાણાંની બરબાદી કરવી પડે. ઇજ્જતઆબરૂને હાનિ પહોંચે અને નીતિને માર્ગે ચાલવા

છતા પણ ધર્મને ઘેર ધાડ આવે એવી ભાગ્યલેખાની ભાગ્યરેખા છે

જેઠમા જીવનવ્યસાય વિપત્તિવાળો થાય, સસારવ્યવહાર સકટો સહન કરાવે, સમાજબધન મનને મૂંઝવી નાખે અને ઈજ્જતઆબરૂ આધિવ્યાધિઉપાધિ ઉભા કરે એવા લલાટના લેખ છે.

અષાડમા દુખભય ભોગવવા પડે, કામકાજમાં અપયશ મળે, પરિશ્રમના પ્રમાણમા કાર્યસિદ્ધિ અને ફલપ્રાપ્તિ થાય નહિ, સ્વજનો સતાપે, આપ્તવર્ગ અસતોષી બને અને કોર્ટકચેરીના કેસમા પરિણામ વિરૂદ્ધ આવતા નાણાભીડની નાગચૂડમા ફસાઇ જવાય તેમજ ઘરની લાજશરમને કલક લાગે એવી કિસ્મતની કરામત છે

શ્રાવણમા વિપત્તિના વાદળા ચઢે, અક્કલહુશિયારી કામ લાગે નહિ, આવડત ફાવી શકે નહિ, યુક્તિપ્રયુક્તિ નિષ્ફળ જાય, સ્વજનોમા અશુભ પ્રસગ આવે ઈષ્ટ મિત્રનો સતાપ થાય, દ્રવ્યભીડ ભોગવવી પડે, આપ્તજનોમા ઉદ્વેગકકાસ થાય અને ઘરસસારમા આન્તરકલહ જાગે એવી તકદીરની તાસીર છે

ભાદરવામા સુખશાતિ, પીડાપ્રાપ્તિ, માનઅપમાન, નફોનુકસાન અને સત્કારધુત્કાર સમાન ધોરણે થયા કરે એવા નસીબના નખરા છે

આસોમા સામાજિક, આર્થિક, વ્યવહારિક, સાસારિક અને રાજકીય સર્વ કાર્યક્રમ રચનાત્મક રીતે સમધારણ રીતે સમય, શકિત અને શ્રીના ભોગે મહાપરિશ્રમે ચલાવી શકાય એવા નસીબના નખરા છે.

## પ્રકરણ ૨૬મું

## વાર્ષિક સરવાયાનો વરતારો

વિક્રમ સંવત ૨૦૦૦ના આ સાલના વાર્ષિક સરવાયાનો વરતારો એવો છે કે આ સાલના પ્રારંભકાળે કારતક શુકલ પ્રથમાના પુણ્ય પ્રભાતે ઉજ્જયિનીના ચક્રવર્તી સાર્વભૌમ સમ્રાટ વિક્રમ મહારાજાનું ૧૯૯૯નું સંવત વર્ષ સંપૂર્ણ થાય છે, તેમજ રાજાધિરાજ શાલિવાહન પ્રભુતિનાં ૧૮૬૫ વર્ષ પૂર્ણ થઈ, શકે ૧૮૬૬ના ૭ મહિના સમાપ્ત થાય છે. આ સાલમાં સંવત્સર મન્મથ નામનો છે તથા શક મુજબ કારતક માસથી ફાગણ મહિના પર્યન્ત સંવત્સર સુભાનું નામનો છે, તેમજ ચૈત્રમાસથી આસો મહિના પર્યન્ત સંવત્સર તારણ નામનો છે.

શનિદેવ આ નવા વર્ષના નૃપતિસ્થાને બિરાજે છે. બૃહસ્પતિ ગ્રહદેવતા મહામંત્રીપદે આરૂઢ થયેલા છે. પ્રથમ ધાન્યના માલિક શનિગ્રહ છે, મેઘના માલિક બુધદેવ છે, રસકસના માલિક ચન્દ્રમા છે. પશ્ચાત ધાન્યના માલિક ભૃગુદેવ છે. સૈન્યના સત્તાધીશ બુધગ્રહ છે. ફળફુલના સ્વામી શનિમહારાજ છે, ઘાસચારાના માલિક ચંદ્રદેવ છે. ધનના માલિક ચન્દ્રગ્રહ છે, દુર્ગના અધિપતિ સૂર્યનારાયણ છે, ધંધાના માલિક ચન્દ્રદેવ છે. શનિગ્રહ નિરસેશ છે.

આ કાર્યક્રમે સારીયે સાલનુ શાસનતંત્ર આગળ ધપાવવાને આ ગ્રહદેવતાઓ સત્તાધિકાર સંપન્ન છે આ સ્વામી, માલિક અધિપતિ અને સત્તાધીશના સત્તાધિકારનો વાર્ષિક ફળાદેશ નીચે પ્રમાણે છે

**તારણ સંવત્સર**ના પ્રતાપે નૃપતિ અને જનતાની પૈસાની પ્રાપ્તિ પ્રત્યે દૃષ્ટિ રહેવા પામે રાજાપ્રજા દુ ખદર્દ ભોગવે જનસમાજનુ ધ્યાન ગણિતવિદ્યાના આધારે અર્થતંત્ર પ્રત્યે વિશેષ હોય ધરતીદેવી અન્નફળથી ફૂલીફાલી હોય ગગનમંડળે મેઘાડંબરિયુ બની મેઘરાજાની મહેર કરે એવુ સંવત્સરફળ છે **નરેશના પ્રતાપે** અન્ન, જળ પુષ્કળ હોય નહિ રૈયતવર્ગ દુ ખદારિદ્ર અને લૂટફાટથી હેરાન થાય, ભૂપતિઓ વિગ્રહ ખેડવાને કટિબદ્ધ બને એવુ રાજાનુ ફળ છે

**મહામંત્રીના પ્રતાપે** વિશેષ વૃષ્ટિ થાય, ધરણી ધાન્ય-સંપતિવાળી હોય જનતા આમોદપ્રમોદ કરે, નૃપાળોના રાજ્ય-ભંડારો ધનસંગ્રહથી ઉભરાય અને વૃક્ષવૃદ્ધિ વિશેષ પ્રમાણમા થવા પામે એવુ અમાત્યનુ ફળ છે **પ્રથમ ધાન્યના માલિકના** પ્રભાવે પ્રથમનુ અનાજ ઓછુ થાય, રાજવીઓના ધનભંડારોમા દ્રવ્યહાનિ પહોચે વૃષ્ટિ અલ્પ થાય, લૂટણનીતિ વિજય વરે અને જનતા દુ ખદેવતાના ઉપદ્રવે સંકટ સહે એવુ પ્રથમ ધાન્યના માલિકનુ ફળ છે

આ સાલમા **મેઘના માલિકને** પ્રભાવે બહુ જ ઓછા

સ્થળોએ દર્દદુઃખ ઉદ્ભવે. પંડિતો, શાસ્ત્રીઓ, જ્યોતિષો અને કવિલેખકો બુદ્ધિસંપન્ન બને, કૃષિકાર્ય કરનારાઓને ખેતીવાડીમાં અનુકૂળ વૃષ્ટિ થતાં સર્વ ધાન્યો પુષ્કળ પાકે. વસુંધરાદેવી ઉપર ફળફૂલ વેલવેલા સારાં થાય અને નરેન્દ્રમંડળમાં આંતરકલહ જાગે એવું મેઘના માલિકનું ફળ છે. **રસકસના માલિકને** પ્રભાવે આ સાલમાં લાલઘોળી શેરડીના સાંઠાના રસમાંથી તૈયાર થતાં ગોળ, ખાંડ, સાકર આદિ વસ્તુઓ અને જવતલનો પાક વિશેષ થાય. વિપ્રવર્ગ યજ્ઞયાગાદિ કરવામાં ગુંથાય, દાણાના ખોરાકથી શક્તિશાળી થયેલી સ્વસંતાનો પ્રત્યે સ્નેહવાત્સલ્ય રાખતી ગાયમાતાઓ ઘણું દૂધ દે એવું રસકસના માલિકનું ફળ છે.

**પશ્ચાત્ ધાન્યના સ્વામીના** પ્રભાવે આ સાલમાં વિપ્રવર્ગ યજ્ઞયાગ કરે, મહોલ્લે મહોલ્લે હોમહવનાદિ થાય. વૃષ્ટિ સારા પ્રમાણમાં થાય, ધાન્યના ઢગલા વળે. અનાજનો પાક એટલા ગંજાવર પ્રમાણમાં ઉતરે કે જો દાણા પરદેશ ના ચઢાવાય કે આ દેશમાં રાજદ્વારી કારણો ના નડે તો અનાજની મોંઘવારી રહેવા પામે નહિ એવું પશ્ચાત ધાન્યના સ્વામીનું ફળ છે. **સૈન્યના સત્તાધીશના** પ્રભાવે આ સાલમાં પવનના બળથી વૃષ્ટિનાં વાદળો વિખરાઈ જવા પામે, તેના પ્રતાપે કેટલેક સ્થળે મેઘરાજાની મહેરબાની થાય અને કેટલાક સ્થળે ઈન્દ્રમહારાજની અવકૃપા રહે. થોડી વૃષ્ટિથી પાકનારાં દાણા અને ફળ પાકે અને જનસમાજ અહર્નિશ કામાતુર ભાસે એવું સૈન્યના સત્તાધીશનું ફળ છે.

**ફલફૂલના સ્વામીના** પ્રભાવે પેદા થયેલા ફૂલોના પ્રમાણમા ફળોની પેદાશ ઉતરે જનતા આનન્દોત્સવ ઉજવે હિમનો ઉપદ્રવ અને ડાકુડર જાગે, તેમજ આ દેશના કેટલાક પ્રાંતોમા રોગચાળો ફાટી નીકળે એવુ ફૂલફલના માલિકનુ ફળ છે ઘાસચારાના માલિકના પ્રભાવે જળથી પાકનારા સર્વ ધાન્યો તથા ખડદાણા તેમજ પિત્તરંગી વસુધામા પાકનાર કણદ્રવ્યો પુષ્કળ ફાલેફૂલે એવુ ઘાસચારાના માલિકનુ ફળ છે. **ધનના માલિકના** પ્રભાવે દેશમા વેચવાખરીદવાના વ્યવસાયથી લક્ષ્મીની લીલાલહેર થાય જનતા સુખભોગ ભોગવે, ઘી તેલધન મોટા પ્રમાણમા હોય તથા નરેશ સમાજ વૈભવવિલાસનો ઉપભોગ કરે એવુ ધનમાલિકનુ ફળ છે

**દૂર્ગના માલિકના** પ્રભાવે આ સાલમા વર્મા જાતિના નરેન્દ્રો પીડા પામે તથા સઘળા ભૂપતિઓ કારસ્થાની બનીને સ્વદેશવિદેશનો પ્રવાસ સ્વાર્થસિદ્ધિ અર્થે કરે એવુ દૂર્ગના માલિકનુ ફળ છે

**ધધાના માલિકના** પ્રભાવે વારિથી ઉત્પન્ન થનારી ઔષધિસમૃદ્ધિ અને વનસ્પત્તિસપત્તિ વિપૂલ પ્રમાણમા પેદા થવા પામે આમજનતાનુ હૃદય અતિ હળવી ગતિથી શાતિપ્રિય બને, અરસપરસ સહાનુભૂતિ પ્રસરે તથા લોક-સમાજમા ધધોવ્યવસાય વિનાવિઘ્ને વ્યાવહારિક રૂપ પકડે એવુ ધધાના માલિકનુ ફળ છે

**નિરશેપના માલિકના** પ્રભાવે લોહુ, લાકડા, માસમાટી અને

નીલમણિના ભાવો વધવા પામે એવું નિરશેષના માલિકનું ફળ છે વિદર્ભદેશ, સૌરાષ્ટ્રદેશ અને પંચાલ પ્રદેશમાં નરેશફળ સત્તા બતાવશે. કલિદેવ અને પૌંડ પ્રદેશમાં અમાત્યફળ અધિકાર દર્શાવશે. માળવા મુલ્ક અને ગુજરાત દેશમાં પ્રથમ ધાન્યના માલિકનું ફલ સત્તા જણાવશે. મગધ દેશમાં વૃષ્ટિના સ્વામીનું ફળ અમલમાં મૂકાશે. મદ્ર દેશ તથા કાશ્મિર પ્રદેશમાં સૈન્યના અધિપતિનું ફળ પેખાશે. માળવા પ્રાંત અને કોકણ દેશમાં રસકસના માલિકનું ફળ દેખાશે. કોકણ દેશના ઉભયે વિભાગોમાં ઘાસચારાના સ્વામીનું ફળ જણાશે. માળવા પ્રદેશ અને મારવાડ દેશમાં ધનના માલિકનું ફળ જણાશે. મગધદેશ અને માળવા પ્રદેશમાં દૂર્ગના માલિકનું ફળ અધિકાર ભોગવશે. વિંધ્યાચળ પર્વતની દક્ષિણ દિશાના સઘળા દેશોમાં આર્દ્રા નક્ષત્રના આગમનનું ફળ સત્તા જમાવશે. અર્થાત આ અનુસાર ચૈત્રી સાલનો ફલાદેશ ચૈત્ર માસના શુકલ પક્ષની પ્રથમા તિથિના દિને જે જન શ્રદ્ધા અને ભક્તિ સહિત શ્રવણ કરશે તે માનવી સારીયે સાલપર્યન્ત સુખભોગ ભોગવશે એવો ચૈત્રી વર્ષના વરતારાનું મહિમામાહાત્મ્ય છે.

આ વર્ષમાં આર્દ્રા નક્ષત્રનું આગમન અખાડ શુકલ પ્રથમાએ ૪૧ ઘડી અને ૨૭ પળે થાય છે. આ આર્દ્રા આગમનની તિથિ ને બુધવારના દિને આર્દ્રા નક્ષત્ર ૪૬ ઘડી અને ૨૦ પળ એ આર્દ્રા આગમનનું નક્ષત્ર, વૃદ્ધિ યોગ ૪૫ ઘડી અને ૨ પળ એ આર્દ્રા આગમનનો યોગ બળકરણ, વગેરે પંચાંગ શુદ્ધિસંસ્કરણના દિને અરૂણોદયથી આરંભીને ૨૩ ઘડી અને ૩ પળ વખતે ભગવાન શ્રી રવિ ગ્રહ દેવતાનું આર્દ્રા નક્ષત્રમાં આગમન થાય છે. તેનો ફલાદેશ એવો છે કે આ

વરસમા જનસમાજના ગૃહમંદિરે માગલિક મહોત્સવો ઉજવાય એવુ **પ્રથમ તિથિનું ફળ છે.** શર્મા સમાજનો ઉદ્ધાર થાય એવુ **વારનું ફળ છે.** પ્રાણીમાત્ર તામસી વૃત્તિનાં દારૂણુ કાર્યો કરે એવુ **નક્ષત્રનું ફળ છે.** જનસમૂહમા અસખ્ય પ્રમાણમાં પરિવારવૃદ્ધિ થવા પામે તથા જનતા ધર્મકર્મવૃત્તિવાળી બની ગૃહઆગણીએ હોમહવન અને યજ્ઞયાગાદિમા પ્રવૃત્તિશીલ રહે એવુ **યોગનુ ફળ છે.**

ધરણી પર ધાન્ય અલ્પ ઉત્પન્ન થાય, ડાકુલૂટારાનો ડર જાગે. કેટલેક સ્થળે કેટલીક જાતના દાણાના કમતી પાકના પરિણામે મોઘવારી રહેવા પામે તેમજ તળાવ કૂવા વાવ તથા નદીનાળામા જળનુ પ્રમાણુ બહુજ કમતી જણાય એવુ **સમયનુ ફળ છે.** ગાયમાતાઓના ઝુંડો વિશેષ જણાય અને તેઓ પુષ્કળ પ્રમાણુમા દૂધ દે, ધરણી ગાયો અને ઘુગડાથી ભરપૂર બને સર્વજનોને સુખશાતિ તથા આત્મસતોષ થાય તથા મેઘરાજાથી વારિનો વરસાદ આવે એવુ નીલમણિ **મેઘનું ફળ છે.** તેમજ આ સાલમા કેટલેક સ્થળે વૃષ્ટિ થાય નહિ, ખેતીવાડી મેદાન-મેદાન બની જાય એવુ અશ્વત્તર નામના **નાગનું ફળ છે.** અને આ સાલમા મેઘવાસો માળીને ગૃહે છે તથા રોહિણી નક્ષત્ર સાગરમા પડેલુ છે, તેના પ્રતાપે કેટલેક સ્થળે વૃષ્ટિ થવા પામે તેમજ સર્વ જાતના અનાજો વૃદ્ધિ પામે એવુ **વાસો** તથા **નક્ષત્રનું ફળ છે.**

એકદર રીતે યોગાનુયોગ અવલોકન કરતા એવા નિર્ણય ઉપર અવાય છે કે, ગત વર્ષના પ્રમાણુમા આ વર્ષમા **વૃષ્ટિ વિશેષ થાય, ધાન્ય અઢળક પાકે, વણુજવ્યાપાર વિકસે,**

કલાકૌશલ્ય ખીલે, હુન્નરઉદ્યોગ વૃદ્ધિ પામે અને રાજા પ્રજા શરીરસૌષ્ઠવનું સંરક્ષણ કરવાને સંકલ્પ કરે, જાતિગૌરવ સંભાળવાને પ્રતિજ્ઞા લે, દેશગૌરવ સાચવવાને કટિબદ્ધ બને, રાષ્ટ્રકીર્તિ જાળવવાને ઉદ્યમશીલ બને અને આન્તરરાષ્ટ્રીય સ્વરાજ્યસિદ્ધિ, સુખપ્રાપ્તિ, વૈભવસમૃદ્ધિ, સાધનસંપત્તિ અને જીવનપોષક રક્ષક વસ્તુસામગ્રી સંગ્રહિત કરવાની કાર્યસફલતા પ્રત્યે પૃથ્વીના પટ પરના સકળ માનવ સમાજની વૃત્તિપ્રવૃત્તિ જોશજોમ અને તાકાતતાઝગી રહેવા પામે અર્થાત અખિલ અવનીની આમજનતા સર્વદેશીય મોક્ષ મુક્તિ સંપાદન કરી પુરૂષાર્થપરાક્રમથી સર્વ તંત્ર સ્વતંત્ર બનવાને આઠે પ્રહર તત્પર રહે એવો આ સાલનો વાર્ષિક સરવાયાનો વરતારો છે.

# પ્રકરણ ૨૭મું

## આકાશવાણીની વેપારીવર્ગની સાવધાની

વસુધરાદેવીના શિરછત્ર રૂપ વ્યોમમંડળ છે. આ ગગનમંડળમાં સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ શુક્ર, શનિ, રાહુ અને કેતુ આદિ અગ્રગણ્ય ગ્રહદેવતાઓ શક્તિશાળી ગ્રહચક્ર સ્વરૂપે બિરાજમાન છે, તેમજ ધ્રુવનારાયણ અને ધૂમકેતુ આદિ અન્ય મુખ્ય મોટા તેજસ્વી પ્રભાવશાલી તારકો તેમજ પ્રતાપશાળી નક્ષત્રમંડળ તથા બલવાન તારિકામંડલ પણ વિદ્યમાન છે આ ગ્રહચક્ર, નક્ષત્રમંડલ અને તારકસમૂહની અધિકાર અસર પૃથ્વી પરના કૂવાવાવકુંડ, તલાવસરોવરનદીનાળા, સરિતાસાગર, ખાડાટેકરા, પર્વતપહાડ, ઝાડપાન, વનઅરણ્ય, પશુપંખી, વનસ્પતિ, ધનધાન્ય અને પ્રાણી માત્ર પર પડે છે

આકાશના ગ્રહોના મિલન, દૃષ્ટિ અને ગતિ અથવા હલનચલનના સત્તાપ્રતાપે ઇન્દ્રધનુષ્ય, મેઘધનુષ્ય, જલકુંડ, વિદ્યુતચમકાર, વર્ષાગર્જના અને વાયુસરિતા તથા વાદળઆક્રમણ તેમજ પવનસુસવાટ આદિ ક્રિયાઓ થઈ પૃથ્વીના પટ પર અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, સુકાલ અને દુષ્કાલ આદિ થવા પામે છે આસમાનના નક્ષત્રો અને તારકતારિકાઓના મેળાપ, નજર, અને અવરજવરની ઋતુબલના શક્તિપ્રભાવે ધરતી પરના પશુપંખી, ઝાડબીડ, ખેતીવાડી અને પ્રાણીમાં રોગચાળો, દુઃખદર્દ, તીડઉપદ્રવ, કાતરાઆપત્તિ અને જીવજંતુની ઉપાધિ જાગે છે

આસ્માનના ગ્રહચક્ર, નક્ષત્રમંડલ, તારકસમૂહ, તારિકાવૃન્દ અને સમિર વ્યૂહરચનાનાં પરિવર્તન, પરિભ્રમણ, ક્રાંતિ, વિકૃતિ વક્ર ગતિ, વક્ર દૃષ્ટિ, ઘર્ષણ અને પરિશીલનના બલછાયાએ ધરણીનાં ગિરિશૃંગોમાં ભાંગફોડ થાય છે, નદીનાળાંના માર્ગ-પ્રવાહો બદલાય છે, સરિતાસાગરનાં જલદબાણોથી જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ બને છે, ધરતીકંપના આચકાથી જમીનમાં ખાડાટેકરા થઈ જાય છે; રસાળ ધરતી રેતાળ જમીન બને છે અને રેતાળ માટી રસાળ ધરણીમાં પલટાય છે. ભૂગર્ભમાં રસાયણિક દ્રવ્યોનાં મિલન અને સ્ફોટક પદાર્થોનાં ઘર્ષણ તથા તૈલી ખનીજ વસ્તુઓનાં ઉત્થાન–ઉત્ક્રાંતિ, પૃથ્વીમાં ચીરા પડવા, ધખધખતા લાવા રસનું ધરતી ઉપર વહેવું, વાવાઝોડાં થવાં, વરસાદના ઉત્પાત જાગવા, જમીન પર જંગો જાગવા, આકાશમાં યુદ્ધો ખેલાવાં, સાગરમાં સંગ્રામો ચાલવા–આ સર્વ ઉથલપાથલના ઉલ્કાપાતોની અસર પ્રાણી માત્ર ઉપર–મનુષ્ય માત્ર પર થાય છે. ખેતીવાડી, વણજવ્યાપાર, કલાકૌશલ્ય, હુન્નરઉદ્યોગ, વિદ્યાવિજ્ઞાન, ધંધારોજગાર, નોકરીચાકરી, આહાર-વિહાર, હલનચલન ઈત્યાદિ જીવનની સર્વ વસ્તુઓ ઉપર આ આકાશી દેવતાઓના સત્તાપ્રભાવની અસર થાય છે. જનતાની આબાદી, ભૂમિની જાહોજલાલી અને રાષ્ટ્રની આઝાદીનો આધાર-સ્થંભ દેશનો વ્યાપારઉદ્યોગ છે. આ વ્યાપારઉદ્યોગને વિક-સાવનાર વેપારી વર્ગ છે.

આ વ્યાપારી સમૂહની સાવધાની સ્વરૂપે આકાશવાણીનો ઉપયોગ તેમના હિતાર્થે કરવાના શુભ આશયથી **ગ્રહમંડળની પૃથ્વીપટ પર અસર** શી શી થાય છે અને થવાની છે તે

આ પ્રકરણમાં જણાવીએ છીએ.

આકાશવાણી કહે છે કે, ગગનમંડલમાંના ગ્રહચક્રની પૃથ્વીપટ પર અસર થાય છે અને તેનુ ભવિષ્ય એવુ છે કે જો કારતક મહિનામાં કે માગશર મહિનામા સૂર્યની સક્રાંતિના દિને દેવલોકના સ્વર્ગાધિપતિ ઇન્દ્રમહારાજાની માનવલોક ઉપર વક્ર દૃષ્ટિ થાય અને તેઓ મેઘરાજાને સુરલોકમાથી મૃત્યુલોકમા મોકલે અને તેઓ ધરતી ઉપર વૃષ્ટિના બુન્દ નાખે તો ધાન્યનો બજારભાવ ચઢે તથા પોષ મહિનામાં પાકનારા દાણા સાધારણ થાય એવુ વ્યાપારીવર્ગે સમજી લેવુ. આ મહિનામા જો વૃષ્ટિની ગાજવીજ થવા પામે તો તે સાલમાં ધાન્યબજાર તેજીમા જાય, પરતુ શિયાળાની શીતળતામા પાકનારૂ ધાન્ય મોટા પ્રમાણમા ઉતરે જો સુદી પખવાડિયાની ૧૨ની રાતે વ્યોમમડળમા જો વાદળનુ અસ્તિત્વજ ના પેખાય અને આકાશ નિર્મળુ જણાય તો–તેમજ તેજ મુજબ સુદી પખવાડિયાના છેલ્લા દિવસ પુનમને દિને જો કૃતિકા નક્ષત્ર આવતુ હોય તો આમજનતા સુખસપત્તિ અનુભવશે એમ ધધાદારીવર્ગે માનવુ અને જો પૂર્ણિમાના દિવસે ભરણી નક્ષત્ર સપૂર્ણ હોય તો તે સાલમા દારૂણ દુકાળ આવશે તેમજ જુદી જુદી જાતના રોગચાળાના દુઃખદર્દ જનસમાજ ભોગવશે એવું રોજગારીવર્ગે ગણવુ જો પૂર્ણિમાએ અશ્વિની નક્ષત્ર આવતુ હોય તો તે સાલમા ધાન્યપાક સામાન્ય શ્રેણિનો થશે, એમ વેપારીવર્ગે ગણવું અને જો પૂર્ણિમાને દિને રોહિણી નક્ષત્ર આવતુ હોય તો ધરતી ઉપરની સકળ પ્રાણીસૃષ્ટિને સકટ સહેવુ પડશે એમ ધધારીવર્ગે સમજવુ

જો **કારતક**માં સૂર્યગ્રહણ અથવા ચંદ્રગ્રહણ આવતું હોય, વિદ્યુતપતન થતું હોય, ધરતીકંપના આંચકા લાગતા હોય, આસમાનમાંથી ધૂમકેતુનો પૂંછડિયો તારો પૃથ્વી પર ખરતો હોય, ધૂલિવૃષ્ટિ થતી હોય, વાદળહીન વૃષ્ટિ થતી હોય કે ઉથલપાથલ યા ઉલટસૂલટ ઈત્યાદિ સંનેપાત થતા હોય તો રોજગારીવર્ગે ધાન્યના ભંડાર ભરવા અને તે કણસંગ્રહનો વિક્રય ચાર મહિના વીતી ગયા પછી પાંચમા માસે કરવાથી બેવડા નાણાંનો નફો મળે એમ વણજવ્યાપારનો વ્યવસાય ખેડનારા સાહસિક ખેલાડી વ્યાપારીઓએ જાણવું.

★

જો **માગસર**માં વદી પખવાડિયાની ૧૪ કે ૦))ને દિને આકાશમાં સૂર્યનારાયણ વાદળોથી આચ્છાદિત થઈ ગયેલા ભાસે તો તે સાલમાં ધાન્યનું બજાર તેજી અનુભવશે, જો સુદી પખવાડિયાની ૨ને દિને શનિવાર હશે તથા પવન દક્ષિણ દિશાનો વાતો હશે, તો તે સાલમાં જાહેર જનતા ઉપર આપત્તિ આવી પડશે એમ વેપારીવર્ગે માનવું. જો માગસર મહિનો અને તેની પછીના મહિનામાં આખા યે અજવાળિયા પખવાડિયામાં કોઈ તિથિનો ક્ષય આવતો હશે તો તે સાલમાં છત્રભંગ યોગનો અનુભવ કરવો પડે. અને જનસમાજ દુ:ખી બને તેમજ દેશને દુકાળસંકટ વેઠવું પડે. જો વદી પખવાડિયાની સાતમ અથવા નોમના દિને આસમાનમાં ઈશાન ખૂણો વૃષ્ટિવાદળથી આચ્છાદિત રહેવા પામે તો અલ્પવર્ષા અનુભવવી પડે એમ ધંધાદારીવર્ગે માનવું. જો અંધારિયા

પખવાડિયાની ચોવને દિને મઘા નક્ષત્ર આવતુ હોય તથા આકાશમા વાદળનુ આક્રમણ થતુ હોય કે વૃષ્ટિકણ જમીન ઉપર પડતા હોય તો તેના પછીના આવતા મહિનામાં વૃષ્ટિ વવા પામશે જો વદી પક્ષની ચોવને દિને અશ્લેષા નક્ષત્ર આવતુ હોય અને માગશર મહિનાના કૃષ્ણપક્ષની પચમીએ મઘાનક્ષત્ર આવતુ હોય તથા છઠને દિને પૂર્વાફાલ્ગુની નક્ષત્ર આવતુ હોય તો અખાડ માસના શુકલપક્ષના ૩ દિન પર્યન્ત અતિ વરસાદ આવવા પામે, અધારિયાની આઠમને દિને ચિત્રા નક્ષત્ર કે સ્વાતિ નક્ષત્ર આવતુ હોય અને તે સમયે વ્યોમ વૃષ્ટિથી આચ્છાદિત હોય તો આવતા અખાડ મહિનામા સ્વાતિ નક્ષત્ર અને ચિત્રા નક્ષત્રોના દિને અતિવર્ષા થવા પામે તથા ધરતીમા ધાન્યની ઉત્પત્તિ વિપૂલ પ્રમાણમા થાય તેમજ આમજનતા આમોદપ્રમોદમા કલ્લોલ કિલકિલમા સુખ ભોગવવા પામે એમ રોજગારી વર્ગે સમજવુ

જો **માગશરમા** સૂર્ય ભગવાન ધનરાશિના થવા પામતા હોય, અને તેમ બન્યા બાદ મૂલ નક્ષત્ર આવતુ હોય તો તે મૂલ નક્ષત્ર જે દિને આરભાતુ હોય તે દિને વૃષ્ટિ ગર્ભધારણ કરશે તથા ગર્ભધારણ થયા પછીથી આશરે ચાર મહિના અને પદર દિવસ કે લગભગ નવ મહિના વૃષ્ટિ થવા પામશે એમ વણજવ્યાપાર કરનાર વ્યક્તિએ સમજવુ

★

જો **પોષમા** પૂર્વા ભાદ્રપદ નક્ષત્ર આવતું હોય તો આ પૂર્વાભાદ્રપદ નક્ષત્રના દિને ગગનમડળમા સૂર્યનારાયણની ચારે કોર પરિવેશકુડલ અર્થાત રવિતેજ મડલ કે વર્ષાની ઘોષણા થવા

પામે યા વીજળીદર્શન થાય અને વૃષ્ટિબુન્દ વ્યોમમાંથી પૃથ્વી પર પડે તો તેથી તે સાલમાં વરસાદ પૂરતા પ્રમાણમાં થવા પામશે. જો પોષ મહિનાના કૃષ્ણપક્ષની પંચમીને દિને ભોમવાર આવતો હોય તથા તે દિને ગગનમાંથી ધરતી પર વૃષ્ટિકણ પડવા પામે તો તેથી તે સાલમાં ધાન્ય મોટા જથ્થામાં ઉત્પન્ન થશે એમ વેપારીવર્ગે માનવું. પરંતુ યોગપ્રભાવે અળસી, ઘી અને મજીઠનો ભાવ વધશે. અંધારિયાની નવમીને દિને કે એકાદશીને દિને જો ઉદય દિશામાં વૃષ્ટિઘોષણા થાય તો તેથી તે સાલમાં દાણાનો ઘાણ નીકળી જાય, જો કૃષ્ણપક્ષની સપ્તમીને દિને રાત્રિના બાર વાગે વૃષ્ટિઘોષણા થવા પામે અને વરસાદ આવે તો તેથી તે સાલમાં શ્રેષ્ઠ વર્ષા થવા પામશે. જો અંધારીયાની અંતિમ તિથિ ૦))ને દિને જેષ્ટા નક્ષત્ર દિનિયુ નક્ષત્ર હશે તો તેથી તે સાલમાં ધાન્યબજાર તેજીમાં જશે, અને જો આ ૦))ને દિને મૂળ નક્ષત્ર હશે તો તેથી તે સાલમાં સર્વ પ્રકારના દાણાનો બજારભાવ મંદીમાં જશે તથા કણ સસ્તા થશે એમ ધંધાદારીવર્ગે જાણવું.

આ **પોષ**માં જો અજવાળિયા પખવાડિયામાં તેરમી તિથિને દિને મંગળગ્રહ, શુક્રગ્રહ કે શનિગ્રહ આવતો હોય અને તે દિને આકાશમાંથી પૃથ્વી પર વૃષ્ટિબુન્દ પડવા પામે તો સમજુ સજ્જને ઘઉં એકત્ર કરવાની સલાહ છે. જો શુકલ પક્ષની ચતુર્થીને દિને આસ્માનમાં વિજળીદર્શન થવા પામે તો તેનો લાભ અતિ ઉત્તમ મળશે તથા વિજળીથી ચમકતું વ્યોમ હોય કે વાદળ આચ્છાદિત મેઘધનુષ્ય ગગનમાં દેખાતું હોય તો તેનો ફાયદો મોટો મળવા પામશે, અને જો આ પોષ મહિનામાં કદી પણ

વીજળીથી ચમકતું કે વાદળથી ચકચકિત મેઘધનુષ્ય આકાશમાં દૃષ્ટિગોચર ના થાય તો-કિંવા ઉપરોક્ત વીજળીની યોગદર્શન-માથી એકાદે યોગદર્શન ના થવા પામે તો વર્ષાઋતુમા વૃષ્ટિની મોસમમા તે સાલમા મેઘરાજાની મહેરબાની થવાની નથી અર્થાત વરસાદના વારિ વિના પૃથ્વી પર દુકાળ પડવાનો છે એવું વણજવ્યાપાર ખેડનાર વેપારીવર્ગ અને ધધોરોજગાર કરનાર સમૂહે સમજવુ જરૂરી છે.

*

જો માહમા હીમનો ઉપદ્રવ ના જાગ્યો હોય હોય, કિંવા પોષ મહિનામા મૂળ નક્ષત્રના દિને વૃષ્ટિ નહિ થઈ હોય અને જેઠ મહિનામા સૂર્યસક્રાતિના દિને વૃષ્ટિ થવા ના પામે, તથા મહા નક્ષત્ર મનાતા આર્દ્રા નક્ષત્રનો આરભ થવાના સમયે વૃષ્ટિ-બિન્દુ પૃથ્વી પર ના પડે, તો તે સાલમા સમય સકટદાતા થશે એમ વેપારીવર્ગે ગણવુ પણ જો મહા મહિનામા સૂર્યસક્રાતિના યોગના દિને ગગનમાથી વરસાદ ધરતી પર પડે તો તેના પ્રતાપે ધરણી ઉપર સફળ રીતનુ ધાન્ય ઉત્પન્ન થશે તથા ગૌમાતાઓ વિશેષ પ્રમાણમા દૂધ આપશે એમ ધધાદારી વર્ગે માનવુ

આ મહામા શુક્લ પક્ષની પ્રથમા તિથિના દિને જો પવન વિશેષ વાય તથા આકાશમા વાદળનુ આક્રમણ ના જણાય તો તેથી તે સાલમા તૈલી વસ્તુઓના બજારભાવ ઉચા જાય

જો અજવાળિયાની દ્વિતિયાના દિને આસ્માન વૃષ્ટિથી આચ્છાદિત હોય તો જમીનમા દાણો વધારે થાય, જો સુદી ૩ને દિને પૃથ્વી પર બુદકણુ વેર્યા વિના ગગનમા વૃષ્ટિઘોષણા થવા

પામે તો તેથી તે સાલમાં ઘઉં અને જવને ભરી રાખવાથી તથા ચઢતા બજારભાવે વેચવાથી ફાયદો મળતાં વસુની વૃદ્ધિ થવા પામશે.

અજવાળિયાની ૪ તિથિને દિને વૃષ્ટિ ભાસે તો તેના પ્રતાપે શ્રીફળનો પાક વિશેષ ઉતરે, શુકલ પંચમીને દિને આકાશમાંથી પૃથ્વી પર વૃષ્ટિબુંદ પડયા સિવાય જો આસ્માનમાં વૃષ્ટિનાં વાદળાંનું આક્રમણ થાય તો તેના પ્રભાવે ભાદ્રપદ મહિનામાં નહિ જેવો સાધારણ વરસાદ વરસશે એમ રોજગાર કરનારાએ સમજવું.

જો શુકલપક્ષની છઠને દિને ગગનમંડળ વાદળ વિનાનું નિર્મળ રહેવા પામે તથા દશે દિશા પણ ચોખ્ખી દૃષ્ટિગોચર થાય તો રૂબજારમાં વ્યાપાર ખેડનાર ખેલાડીઓએ રૂનો જથ્થો એકત્ર કરવો એ ઘણું ઉત્તમ છે. કારણ કે તેનો લાભ તેઓ તે પછીની સાલમાં સારા પ્રમાણમાં ઉઠાવી શકવાનો ગ્રહયોગ છે. કૃષ્ણપક્ષની ત્રયોદશીને દિને જો આસ્માનમાંથી જમીન પર શીત-સંકટ ઉતરી પડે અર્થાત હીમ આપત્તિ આવી ચઢે તો ધરતી પર ધાન્ય મોટા પ્રમાણમાં ઉત્પન્ન થશે અને જનસમાજ આબાદ બનશે. જો મહાશુકલ નવમી, દસમી વા એકાદશીના દિને વીજના ચળકાટ સહિત વાયુના સડસડાટ થશે તો તેના પ્રતાપે તે સાલમાં મેઘરાજાની મોટી મહેરબાની થવા પામશે; પરન્તુ જો આ સર્વ યોગોમાંથી એકકે યોગનાં દર્શન દુર્ભાગ્યે મહા મહિનામાં થવા ના પામે તો ઘઉં, ડાંગર તથા મગનો સંગ્રહ કરવાની સલાહ છે તેમજ તેને ભાદરવા મહિનામાં વધેલા બજાર ભાવે વેચવાની સૂચના છે.

જો મહામા કૃષ્ણપક્ષની ત્રયોદશીના દિને ગગનમંડળ વૃષ્ટિથી આચ્છાદિત રહે તો તેથી ડાગરનુ બજાર તેજીમાં જશે અને ભાદરવા મહિનામાં વૃષ્ટિ થવા પામશે.

જો મહામહિનાની અંતિમ તિથિ અમાવાસ્યાના દિને વ્યોમ વાદળથી આચ્છાદિત ભાસે તો ભાદરવા મહિનામા વૃષ્ટિ થવા પામશે, તેમજ જો મહા મહિનામા શુકલ પક્ષની અંતિમ તિથિ પૂર્ણિમાને દિને આસ્માન વૃષ્ટિથી આચ્છાદિત લાગે તો તેથી તે પછીના આશરે પાચ મહિના વીતી ગયા બાદ લગભગ ૩૦ દિવસોમાં સર્વ જાતના ધાન્યોના બજારભાવ ઉચા જવા પામશે એમ વણજવ્યાપારના વ્યવસાયીઓએ જાણવુ

★

ભોમવાર અને શનિવાર જો ફાગણમા શુકલ પક્ષની પ્રથમા દ્વિતીયા વા તૃતિયાના દિને વક્ર ગતિના થવા પામ્યા હોય તો સમજુ શાણા મનુષ્યોએ સર્વે જાતના ધાન્યનો સંગ્રહ કરવો એ વ્યાપારી દૃષ્ટિએ હિતકર છે, કારણ કે તે તિથિઓ પછીના આશરે ૧૪–૧૫ દિન વીતી ગયા પછી ઉચા બજાર-ભાવે તે દાણાનો વિક્રય કરવાથી તે ધધામા એક રૂપિયાના ચાર રૂપિયા મોટે ભાગે થવાનો યોગ છે

જો ફાગણમા બૃહસ્પતિ ગ્રહદેવતાનો અસ્ત થવા પામતો હોય કિંવા વક્ર ગતિના ગુરૂમહારાજ થવાના હોય કે શનિગ્રહદેવ વક્ર ગતિના બનવાના હોય તો દાણાબજાર તેજીમા જવાનો સભવ છે એમ વેપારીવર્ગે જાણવુ

જો ફાગણમા ભૃગુગ્રહનો અસ્ત થવા પામતો હોય તો

સકળ જાતનું ધાન્ય અનાજબજારમાં વધેલા ભાવે મળશે તથા ત્યારથી આશરે પાંચછ મહિના પર્યન્ત દુકાળ પ્રવર્તશે. ફાગણ શુકલ સપ્તમિને દિને જો કૃતિકા નક્ષત્ર આવતું હોય તો તેના પ્રભાવે ભાદરવા મહિનામાં કૃષ્ણ પક્ષની અંતિમ તિથિ અમાવાસ્યાના દિને મેઘ વરસવા પામશે, ફાગણ શુકલ સપ્તમીને દિને વ્યોમ વૃષ્ટિથી આચ્છાદિત ભાસે, વાયુ સુસવાટ કરતો લાગે કે વીજળી ચમકારદર્શન દૃષ્ટિગોચર થાય તેથી તેના પ્રતાપે તે સાલમાં ખેતીવાડીમાં તમામ જાતના દાણાનો પાક થવા પામે એમ ધંધાદારીવર્ગે માનવું.

જો શુકલ પક્ષની અષ્ટમી કે ત્રયોદશીને દિને વૃષ્ટિ થાય તો તેથી તે સાલમાં ઈન્દ્રમહારાજની અમીદૃષ્ટિ થશે તથા મેઘરાજાની મહેરબાનીથી આમજનતા દુઃખદર્દહીન આરોગ્યવાન શરીરસ્વાસ્થ્ય ભોગવશે, જો ફાગણ શુકલ પ્રથમા દ્વિસંખ્યામાં આવે તો તે જનસમાજને સારૂં શ્રેયસ્કર છે. જો ફાગણ શુકલ તૃતિયા, ચતુર્થી અને અષ્ટમી દ્વિસંખ્યામાં આવે તો તે લોકસમૂહને માટે કષ્ટકારક છે.

જો ફાગણમાં ક્ષયાતિથિ અને સૂર્યવાર, ભોમવાર અને શનિવાર મીન સંક્રાંતિના દિને આવે તો તેના પ્રભાવે દુઃખકર દુકાળ પ્રવર્તવાનો સંજોગ છે, અને જો ચન્દ્રવાર, બૃહસ્પતિવાર કે ભૃગુવાર એ મીનસંક્રાંતિના દિને આવે તો તેના પ્રતાપે સુકાળ આવશે અર્થાત લીલો કાળ પડશે એવો સંભવ છે. તેમજ જો ફાગણ મહિનો, ચૈત્ર મહિનો, વૈશાખ મહિનો એ મહિનાઓની શુકલ પક્ષની સપ્તમીને દિને સ્વાતિ નક્ષત્ર આવતું હોય તો તેના પ્રતાપે જનસમાજને સારૂં શ્રેયસ્કર અને

દેશને માટે હિતકર છે એમ વણજવ્યાપારના ધધાદારીઓએ સમજવુ.

★

બૃહસ્પતિ ગ્રહ અને ભૃગુ ગ્રહ જો **ચૈત્ર મહિનામાં** સમાન રાશિમા બિરાજમાન હોય તો તલ, તેલ, અને રૂ સૂતર કાપડ એકત્ર કરીને ભરી રાખવુ તથા એકઠુ કરી રાખ્યા બાદ આશરે ૯૦ દિવસો પછી વધેલા બજાર ભાવે વેચવા કાઢવાથી નફાના નાણા મળશે

ચૈત્ર શુકલપચમીને દિને જો આકાશમાથી પૃથ્વી પર વૃષ્ટિ બુદ પડે તો વર્ષાઋતુમા મેઘરાજાની મોસમમા મોટા પ્રમાણમાં વરસાદ નહિ થવાનો યોગ છે

જો સૂર્યનારાયણ ચૈત્ર મહિનામા મેષસક્રાતિ ના થવા પામે, કે વૈશાખ મહિનામા વરખસક્રાતિના સૂર્યભગવાન બને વા જેઠ મહિનામા મિથુનસક્રાતિના સૂર્યગ્રહદેવતા થાય અને તે મક્રાતિદિન યોગે વૃષ્ટિ થાય તો ધાન્યના બજારભાવ વધવા પામે એમ વેપારી વર્ગે ગણવુ

ચૈત્ર મહિનામા શુકલ પક્ષની સપ્તમીના દિને જો ગગનમડળમા વાદળનુ આક્રમણ પેખાય તો, અને તોફાની પવન વાય તો, તથા દશે દિશાઓ નિર્મળ દેખાય તો અક્કલહુશિયારીવાળા મનુષ્યોએ તે સાલમા ઘઉને ખરીદી એકત્ર કરીને વેચવાને વાસ્તે ભરી રાખવા તેમજ તે સગ્રહી રાખેલા ઘઉને શ્રાવણ મહિનામા વેચવાને બહાર કાઢી ચઢેલા બજાર ભાવે વેચવાથી તે ભરી રાખનારા બુદ્ધિમાન માનવીઓને એક

રૂપીએ ત્રણ રૂપિયાના પ્રમાણમાં ફાયદો થશે. પરંતુ આ યોગ સમજુ મનુષ્યે ચૈત્ર મહિનાના શુકલ પક્ષની પંચમીને દિને નિહાળવો તેમજ કહ્યાનુસાર ઘઉં ઈત્યાદિ ધાન્ય ખરીદી એકત્ર કરી ભરી રાખવું કે જેથી આ પ્રમાણે નફાનાં નાણાં મેળવી શકશે એમ ધંધાદારીવર્ગે માનવું.

જો ચૈત્ર મહિનાની અજવાળિયાની પાંચમને દિને રોહિણી-નક્ષત્ર દિનિયાનક્ષત્ર તરીકે આવે તો, સાતમે આર્દ્રાનક્ષત્ર દિનિયા નક્ષત્ર રૂપે આવે તો તથા નોમે પુષ્ય નક્ષત્ર આવે તો, તેમજ પૂર્ણિમાએ સ્વાતિ નક્ષત્ર આવે તો અને ત્યારે વરસાદ આવે તો તે સાલમાં વર્ષાઋતુમાં મેઘરાજાની મોસમમાં મહેર વરસે એવો ગ્રહયોગ છે. પરંતુ જો મહા મહિનામાં શુકલ પક્ષની સપ્તમીને દિને તેમજ જો ચૈત્ર મહિનાના શુકલ પક્ષની પ્રથમ તિથિને દિને પવન વાય તો તેના પ્રતાપે તે સાલમાં વર્ષાઋતુમાં મેઘરાજાની મોસમમાં મેહદિનોમાં અવશ્ય ઈન્દ્રરાજા પ્રસન્ન થાય અને વૃષ્ટિ વરસવા પામે એમ વણજવ્યાપારનાં વ્યવસાયવાળી વ્યક્તિઓએ સમજવું જરૂરી છે.

*

શનિવારે **વૈશાખ**માં શુકલ પક્ષની પંચમી હોય તો કે સોમવારે ભરણી નક્ષત્ર, કૃતિકા નક્ષત્ર, રોહિણી નક્ષત્ર, મૃગશિર્ષ નક્ષત્ર તથા હસ્ત નક્ષત્ર એ પાંચ નક્ષત્રોમાંથી કોઈ પણ એક નક્ષત્ર હોય તો તેના પ્રભાવે કાંસુ, તાંબુ, પીપર, શ્રીફળ, સોપારી અને રાતા રંગનાં લુગડાં—આ સર્વ વસ્તુઓના બજાર-ભાવ તેજ થશે તેથી તેના ધંધાદારીઓએ તે સર્વ ચીજોને ખરીદ કરી ભરી રાખવી.

વૈશાખ મહિનાની શુકલ પ્રથમા અને દશમીને દિને ગગનમા વાદળોનુ આક્રમણ થાય તો વર્ષાઋતુમા મેઘરાજાની મોસમમા વૃષ્ટિના વખતમાં વૃષ્ટિ થાય નહિ એમ વેપારીઓએ માનવુ વૈશાખ મહિનાના સુદી પખવાડિયાની તેરશને દિને સૂર્યવાર આવતો હોય કે ભોમવાર આવતો હોય તો ખાડ, ડુંગળી, પાન, રાતુ ચદન અને સિધવના બજારભાવ વધશે એમ ધધાદારીઓએ ગણવુ

વૈશાખ મહિનાની શુકલ પચમીને દિને જો વ્યોમ વૃષ્ટિથી આચ્છાદિત બને કે આકાશમા મેઘનાદ થતા સભળાય તો, કિંવા પૃથ્વી પર આસ્માનમાથી વૃષ્ટિબિદુઓ વરસે તો અનાજના ધધાદારીઓએ ધાન્યનો સગ્રહ કરવો અને તે એકત્ર કરીને ભરી રાખેલો દાણો ચઢયા ભજારભાવે વેચી દેવો, જેથી ફાયદાના રૂપિયા મળતા વસુની વૃદ્ધિ થવા પામે એમ વણજવ્યાપાર ખેડનાર ખેલાડીઓએ સમજવુ

*

વૃષ્ટિના વાદળોનુ આકાશ ઉપર આક્રમણ જો જેઠમાં અતિમ તિથિ ૦))ના દિને કે રાતે થવા પામે તો તેથી તે સાલમા મોટે ભાગે વરસાદ આવે નહિ આર્દ્રા નક્ષત્ર, પુનર્વસુ નક્ષત્ર, પુષ્ય નક્ષત્ર, આશ્લેષા નક્ષત્ર, મવાનક્ષત્ર, પૂર્વા ફાલ્ગુની નક્ષત્ર, ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર, હસ્ત નક્ષત્ર અને ચિત્રા નક્ષત્ર એ દિનિયા નક્ષત્ર જેઠ મહિનામા જે દિને હોય તે દિને વેપારીવર્ગે ગગનમંડળ સમિપ નીરખ્યા કરવુ, અને જો વ્યોમમા વાદળા થતા ના પેખાય તો તેથી તે સાલમા વરસાદ વધારે આવે અને જળાશયો છલકાઈ જાય એમ માનવું, અને

જો આકાશમાં વાદળોનું આક્રમણ થતું દેખાય તો મેઘ-રાજાની અવકૃપાથી વરસાદ નહિ થતાં દુકાળ પડશે.

જેઠ સુદ સાતમે વૃષ્ટિથી આચ્છાદિત બનેલું વાદળ જણાય તો, કે પવન દક્ષિણ દિશા પ્રત્યે વાય તો તેથી તે સાલમાં તલતેલ મોંઘાં મળશે માનીને તેલીબિયાંના ધંધાદારીઓએ તલ ભરવા અને તેલ સંઘરવું તથા તેને કારતક મહિનામાં ઉંચા બજાર-ભાવે વેચી દેવાં, જેથી તેમને નફાનાં નાણાંનો મોટો તડાકો પડશે એમ રોજગાર કરનાર વર્ગે સમજવું.

દિનિયું શ્રવણ નક્ષત્ર જો જેઠ મહિનામાં આવે તેમાં જો આસ્માનમાં વાદળાંનું આક્રમણ થતું ભાસે તો વર્ષાઋતુમાં મેઘરાજાની મહેરબાની થવાના વૃષ્ટિના વખતમાં મેહુલો આવે, તથા ધનિષ્ટા નક્ષત્રમાં જો વાદળ વ્યોમ પર આક્રમણ કરે તો વૃષ્ટિના વખતમાં વરસાદનું વારિ પૃથ્વી પર પડતું અટકી જશે અર્થાત વૃષ્ટિ થવા પામશે નહિ એમ વેપાર રોજગારી વર્ગે જાણવું.

આ જેઠ મહિનામાં જો શુકલ પક્ષની અંતિમ તિથિ દિન પૂનમે કે કૃષ્ણપક્ષના અંતિમ તિથિ દિન ૦)) પ્રસંગે દિને કે રાતે આસ્માન આચ્છાદિત બને તો તેથી તે સાલમાં મેઘરાજાની કુદૃષ્ટિથી વૃષ્ટિ નહિ થાય અને દુકાળ પડશે એમ વણજવ્યાપાર કરનારા-ઓએ સમજવું.

✶

માંગલિક વાર અને માંગલિક ગ્રહદૃષ્ટિના દિને અષાડ શુકલ પંચમી આવે તો સમસ્ત સૃષ્ટિ ધનધાન્યથી ભરેલા

અડારોથી ઉભરાતી થાય. જો અખાડ વદ અષ્ટમીની રાત્રિએ ચન્દ્ર વૃષ્ટિથી આચ્છાદિત બનેલો જણાય તો તેથી તે સાલમા વરસાદ વધારે પડવા પામે જો અધારિયા પખવાડિયાની આઠમની રાતે ચન્દ્રગ્રહ નિર્મલ દેખાય કે કાળા ચિન્હોવાળો જણાય તો વિશેષ વરસાદ આવશે નહિ એમ વેપારીવર્ગે ગણવુ

જો અખાડ સુદ પૂર્ણિમાને દિને વરસાદ આવે તો તે તિથિથી આશરે ૨૯—૩૦ દિવસ પર્યન્ત ધાન્યના બજાર-ભાવ ઉંચા જશે તથા તે બાદ વરસાદ પડીને શુભ સુકાળ થવા પામશે જો રવિમડલ વાદળોથી આચ્છાદિત બનેલુ અખાડ મહિનાના કૃષ્ણ પક્ષમા ના ભાસે તો વૃષ્ટિના વખતમા વરસાદ આવવા પામશે નહિ અખાડ મહિનાના અજવાળિયા પખવાડિ-ચાની પાચમને દિને જો હવા અસ્ત દિશામાથી આવે કિંવા ગગન મડલમા મેઘધનુષ્ય કે જલકુડ જણાય તો તેથી તે સાલમા વરસાદ વિશેષ પ્રમાણમા આવશે તદુપરાત જો ધાન્યના ધધા-દારીઓ દાણાનો જથ્થો એકત્ર કરી તે કારતકમા વધુ બજારભાવે વેચે તો નફાના નાણા મળશે

સ્વાતિ દિનિયા નક્ષત્ર જો અખાડમા આવે અને વીજ ચમકતી પેખાય તો તેથી તે સાલમા વરસાદ પૂરતો પડશે તથા સર્વ ધાન્ય સપૂર્ણ પ્રમાણમા પાકશે એમ ધધાદારીવર્ગે માનવું.

અખાડ મહિનાના શુકલ પક્ષની નવમીને દિને રવિમડલ જો ઉદયકાલ અવસરે વૃષ્ટિથી આચ્છાદિત બનેલુ ભાસે તો, કિંવા મધ્યાન્હના સમયે કે અસ્ત પામવાના પ્રસગે રવિમંડલ વૃષ્ટિથી આચ્છાદિત થયેલુ લાગે તો તે સાલમા તેનુ શુભ ફળ પ્રાપ્ત થશે નહિ એમ ધધારોજગારી વર્ગે ગણવુ અખાડ

માસની સુદી નોમે જો જળકુંડાળું જણાય તો અખાડ મહિનામાં પ્રથમથી ધાન્ય બજાર તેજીમાં જઈને તે બાદ બહુ વરસાદ આવે એમ વણજવ્યાપાર ખેડનાર વ્યક્તિઓએ સમજવું.

જો **શ્રાવણ મહિનાના** શુકલ પક્ષની સાતમીને દિને મેઘરાજાની મહેરબાની થવા પામે તો ધાન્યસમૃદ્ધિ તથા દ્રવ્યસંપત્તિથી ધરતી છલકાતી ભાસે તથા જનસમાજ આમોદ-પ્રમોદ કરતો લાગે. અને જો તે દિને સ્વાતિ નક્ષત્ર દિનિયા નક્ષત્ર રૂપે આવે તથા મેઘ વરસે તો સકળ કોટિના ધાન્યનો પાક વિશાળ જથ્થામાં ઉતરે તેમજ જનતા સુખશાંતિમાં આનંદ ઉલ્લાસ ભોગવતી બને. જો સૂર્યાસ્ત થવાના સમયે આકાશમાં વરસાદ ચડેલો ભાળવામાં આવે નહિ તો તેથી વૃષ્ટિ થવા પામશે નહિ. જો ચિત્રા નક્ષત્ર, સ્વાતિ નક્ષત્ર અને વિશાખા નક્ષત્ર એ દિનિયા નક્ષત્રો કે નક્ષત્રના દિને શ્રાવણ મહિનાના શુકલ-પક્ષમાં જો મેઘ નહિ વરસે તો તે સાલ ધરતી પાણી તથા દાણા વિનાની સૂકીદાટ બનવા પામે.

જો દિનિયા નક્ષત્ર કૃતિકાના દિને શ્રાવણ મહિનામાં વૃષ્ટિ થાય તો ધરતીમાતા સાગરસમી હરિયાળી બને તથા ધાન્ય વિશેષ ઉત્પન્ન થાય તેમજ જનસમાજ ધનથી સુખ-સમૃદ્ધિ ભોગવે. જો શ્રાવણ સુદ ચોથને દિને કે પૂર્વા ભાદ્રપદ નક્ષત્રને દિને મેઘરાજાની મહેરબાની થાય તો તે સાલમાં ધાન્યનો પાક વિશેષ પ્રમાણમાં ઉતરે; તેમજ જો શ્રાવણ શુકલ પૂર્ણિમાને દિને શ્રવણ નક્ષત્ર આવતું હોય અને મેઘ વરસે તો તે સાલ સુકાળની કહેવાય તથા ધરણી ઉપર ધાન્યના ઢગલા થાય.

જો રવિવાર, મગળવાર, ગુરૂવાર કે શુક્રવારના દિને **ભાદરવા મહિના**ના કૃષ્ણ પક્ષની આતમીએ રોહિણી નક્ષત્ર આવતુ હોય તો તેથી કસ્તૂરી, ખાંડ, ગોળ, ઘઉં, જવ, જીરૂ, ડાંગર, તલ, પારો, સીસુ, સાકર, હીંગ અને હળદરનો બજાર તેજ થશે તેથી તે વસ્તુઓને ભરી ગખી આશરે ત્રણેક માસ બાદ વધેલા બજારભાવે વેચી દેવાથી મોટો ફાયદો થશે.

જો ભાદરવાની શુકલ પક્ષની તૃતિયાને દિને તૃતિય પહોરમા મેઘાડબર ઉત્તર દિશા ભણી ભાળવામા આવે તો તે સાલમા જનસમાજ દુખદારિદ્ર રહિત અને સતોષસપત્તિશાળી બને તથા કણિયાઓ ધાન્ય ભરી રાખી ત્યાર બાદ લગભગ પાચ મહિના વિત્યા પછીથી ચઢતા ભાવે વેચી દે તો તેમને પૈસાની પ્રાપ્તિ થાય

જો ભાદરવા સુદ આઠમે સૂર્યવાર કે ચન્દ્રવાર તથા મૂલ નક્ષત્ર આવતુ હોય ને તેના પ્રભાવે તે સાલમા વણજવ્યાપારનો વ્યવસાય ખેડનાર વર્ગ સૂતર અને શણ ખરીદીને ભેગુ કરીને તેનો જથ્થો ભરી રાખવાની અગમચેતી વાપરે તો સગ્રહી રાખ્યા બાદ આશરે ચાર મહિના વીતી ગયા પછી તેને તેજી ભાવના બજારે વેચી દે તો તેને ફાયદાનો ફાળો મળતા ખરીદીમા રોકેલી મૂડી વૃદ્ધિ પામે એમ ધધાદારી વર્ગે જાણવુ જો રવિ સક્રાતિ ભાદરવા મહિનામા આરભાતી હોય તો આ ઊમતી સૂર્ય સક્રાતિના દિને મેઘરાજાની મહેરબાની થાય તેના પ્રભાવે જનસમૂહને આસો મહિનામા ડરખીક ન રહે તેમજ જો સૂર્યવાર હોય અને તે દિને જો ભાદરવા મહિનાની અતિમ તિથિ અમાવાસ્યા આવતી હોય તો આ યોગના પ્રતાપે સકળ પ્રકારના

ધાન્યબજારમાં દાણાના ભાવતાલ તેજીમાં જશે.

જો આસો મહિનાના શુકલ પક્ષની પ્રથમા, અષ્ટમી કે દશમી તિથિના દિને ગગનમંડલમાં વૃષ્ટિનું આક્રમણ આરંભાતું દૃષ્ટિગોચર થાય તો તેના ફળ તરીકે ઓચિંતી એકદમ મેઘ-રાજાની પધરામણી થવા પામે; અને જો આ માસની આ તિથિ-ઓના દિને રવિ દેવતા આથમવાના અવસરે વ્યોમમંડલમાં ગિરિસમાન વર્ષાડંબર કે ઈન્દ્રધનુષ્ય અથવા વીજળીકુંડ અવની પરથી અવલોકતાં દૃષ્ટિગોચર થવા પામે તો નહિ ધારેલો ઓચિંતો મેઘ, ગડગડાટ અને ગાજવીજ સહિત ગગનમાંથી પૃથ્વી પર પધારશે એમ વેપારી વર્ગે માનવું.

જો આસો મહિનાના અજવાળિયા પખવાડિયાની સપ્તમીને દિને કિંવા અષ્ટમીને દિને આકાશમાંથી ધરતી પર વૃષ્ટિ થવા પામે તો તેથી તે સાલમાં સુકાળ પ્રવર્તે અર્થાત સારૂં વર્ષ નીવડે તથા નરેશસમૂહમાં અરસપરસ વિશ્વાસ, શ્રધ્ધા, સુલેહ શાંતિ તેમજ સુખભોગ સચવાય એમ ધંધાદારી વર્ગે જાણવું.

જો આસો મહિનાની સુદિ તેરશની તિથિના દીને શનિવાર આવતો હોય અને તે દિને રવિસંક્રાંતિ પણ આવતી હોય તો તેથી તે સાલમાં ધરતી ધાનધાન્યથી સમૃધ્ધ બને, અને જો આસો મહિનામાં બુધગ્રહ અન્ય રાશિમાં સિધાવ્યો હોય, ભૃગુગ્રહ દેવતા અસ્ત થવા પામ્યા હોય અને શનિમહારાજ વક્રગતિના થતા હોય તો તેના ગ્રહયોગના પુણ્ય પ્રતાપે ધરણી પર ધાન્યનું ઉત્પન્ન વિપૂલ પ્રમાણમાં થવા પામે; તેમજ જો બુધદેવ અન્ય રાશિમાં સિધાવ્યા હોય તેમની સાથે શનિગ્રહ અને રાહુગ્રહ પણ તે જ ભૂવનમાં બિરાજમાન થયા હોય તો તે ગ્રહમિલન

યોગના પ્રભાવે તલતેલ, રૂ, સૂતર, વસ્ત્ર તથા શણરેશમના બજાર-ભાવ તેજી પકડે એમ વણજવ્યાપાર ખેડનાર સમૂહે સમજવું.

આકાશવાણી એ 'આગન્તુક સમયની ભવિષ્યઆગાહી છે, આ આગાહી એ વર્તારાનું સ્વરૂપ છે, અને વર્તારો એ રૂખ-ધારણાનુ રૂપ છે. સ્વર્ગના નન્દનવનથી પણ અધિક સુન્દર મનોહર ભવ્ય ભારતવર્ષના પ્રાચીન તપસ્વી કર્મવીર કર્મકાંડી અનુભવ-વૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ ત્રિકાલજ્ઞાની પંડિતપ્રવર શાસ્ત્રનિષ્ણાત સનાતની ઋષિમુનિ મહાત્માઓએ જગતની જનતાના કલ્યાણ અર્થે, ખગોળવિદ્યા, ભૂસ્તરવિદ્યા, ગણિતવિદ્યા, સૃષ્ટિવિજ્ઞાન, ભૂગોળવિદ્યા તથા જ્યોતિષશાસ્ત્રની પ્રાચીન સંસ્કૃત ગ્રંથસમૃદ્ધિનો અદ્યતન પદ્ધતિસર અભ્યાસ, ચિંતનમનન, અને નિદિધ્યાસન કરીને તે સર્વ સાહિત્યનુ દોહન કરી અમૃતમંથન રૂપે આ આકાશવાણી વિશ્વને ચરણે ધરી છે. આથી અમોએ ખાસ કરીને વણજવ્યાપારનો વ્યવસાયવ્યવહાર ખેડનાર ધંધાદારી વેપારી સમાજના શ્રેયાર્થે–તેના હિત માટે માસવાર સંક્ષિપ્ત સ્વરૂપે આ પ્રકરણમા આપી છે.

इति शिवम्, इति शुभम्, श्री कृष्णार्पणमस्तु

अवश्यम् भाविनो भावा भवन्ति महतामपि;

मनुष्ययत्न, इष्टकृपा, इश्वरेच्छा बलियसि

ॐ शांति शांति शांति

★ ★ ★

[ પાછળ વાંચો ]

ાં, હોઠ, છભ, ગળુ આદિ કેવા છે ? તેના કયા લક્ષણો છે વગેરે જાણવા ા વિભાગ અવશ્ય વાચવો જોઈએ.

ચોથો વિભાગ લોકજ્યોતિષનો છે જે આજના ધાધનિયા અને મંદીવાળા યુગમા જરૂર આવશ્યક છે એમા વર્ષના કોઈ પણ બાર માસનુ ભવિષ્ય, અનાજપાકની આગાહી, વર્ષા ક્યારે અને કેટલા પ્રમાણમા થશે, ને તેના પરથી અનાજના ભાવોની વ-ધ-વ-ટ, દુકાળ, સુકાળ આદિ બધુ જાણી શકાય છે, આ સિવાય જ્યોતિષની દૃષ્ટિથી અળસી, તેલ, કપાસ, ચાદી, ચોખા, ઘી, ખાડ આદિના ભાવોની તેજીમદી કેમ જોઈ જાણી શકાય તે સરળતાથી સમજાવવામા આવ્યુ છે. એમાની સૂચનાઓ પાળે તો માનવી પોતાનો જીવનનિર્વાહ સુદર રીતે કરી શકે એમા જરાય શક નથી.

આ ચાલુ લડાઈને અગે જ્યારે બધુ અચોક્કસ છે ત્યારે કેવી રીતે ધન મેળવી પૈસા કમાઈ લેવા તે જાણવુ અતિ જરૂરનુ છે આ પુસ્તક તે દિશામા તમને સાચો માર્ગ બતાવે છે

ભવિષ્યવાણીને ઘણાએ પોતાનો જીવનનો મિત્ર ગણ્યો છે. તમારા જીવનને જીવન બનાવવુ હોય, એને ધન, કીર્તિ અને વિશ્રામપત્ર કરવુ હોય તો ભવિષ્યવાણી જેવો તમારો સાચ્ચો અને મનોહરજ્યો કોઈ મિત્ર જ નથી ભવિષ્યવાણી દ્વારા જીવનના ગુપ્ત ભેદો પામો અને તેનો ઉકેલ કરી સુખી અને આબાદી જીવન જીવો

-- માત્ર ટૂક સમયમા જ આ પુસ્તકની સુધારાવધારા સાથેની નવી આવૃત્તિ કાઢવામા આવી છે એ જ આ પુસ્તકની મહત્તા તથા તેની લોકપ્રિયતા બતાવે છે એના કર્તા શ્રી આનદકુમાર ભટ્ટે આ પુસ્તકની રચના કરવામા ખરેખર જ કાબેલિયત તથા ઊંડા જ્ઞાનનો અનુભવ કરાવ્યો છે આવી સુદર સામગ્રી સાથેનુ ૮૦ ચિત્રોવાળુ આ પુસ્તક રૂ ૧-૧૨-૦મા જરાય મોઘુ નથી આજે જ મગાવી લ્યો

✲

ાસ થતા આ કિંમતમાં ફરી મળશે નહિ ★